# ઓળીપો

અને

## બીજી પ્રેમકથાઓ

ઝવેરચંદ મેઘાણી

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર

# નિ વે દ ન

"બહારવટીયો જોગીદાસ"નું પ્રકાશન સફળ થયું હોવાથી ચચ્ચાર આનાના અમારા સસ્તા પ્રકાશનનું સાહસ આગળ વધે છે. રસધારો-માંથી વીણી કાઢેલી આ પાંચે કથાઓ પૂરાં ૯૮ પાનાં રોકે છે. પૂઠા પરનું દ્વિરંગી ચિત્ર અને અંદરનું બીજું એમ બે ચિત્રો ઉમેરીએ છીયે. ચાર આનાના મુલ્યમાં આ બધું ઠાંસી શકાયું તેટલું ઠાંસ્યું છે. આ યોજનાનો ટકાવ વાચકોના સહકાર પર અવલમ્બે છે. વધુ શું ?

૧૦ : ૬ : '૩૧ પ્રકાશક

# સાંકળિયું

# ઓળીપો

પરણીને આવી છે તે ઘડીથી રૂપીને ઝંપ નથી. એને તો બસ એક જ રઢ લાગી છે. બાપોદર ગામના આઘા આઘા ઓરીઆમાંથી જ્યારે રૂપી ધોળી માટીના થર ખોદી રહી હોય છે, ત્યારે એને ભાન નથી રહેતું કે ઓરીઆની ભેખડમાં પોતે કેટલે ઉંડાણે ચાલી જાય છે. વટેમાર્ગુઓ એને જોતાંજોતાં ચેતવતાં જાય છે કે “રૂપી, ભેખડ પડશે ને તુને દાટી દેશે હો બેટા !”

પણ રૂપી તો મેરની દીકરી. એને તો એનાં ઘર-ખોરડાં આભલાં જેવાં ઉજળાં કરવાં છે. ઓરડામાં કમાનો વાળવી છે. દાણા ભરવાની મોટી મોટી કોઠીઓ ઘડીને તેના ઉપર નકસી કરવી છે. ગોખલા કંડારવા છે. ભીંત ઉપર ચિત્રામણ આલેખવાં છે. રૂપીને ઠાવકી, ચીકણી, માખણના પીંડા જેવી ધોળી માટી વગર કેમ ચાલે ! પ્રાણ જાય તોયે શું !

માટીના સુંડલા પોતાને માથે મેલીને મલપતી, મલપતી, મલપતી રૂપી ચાલી આવે છે. ધોમ ધખતા તાપમાં એનું રૂપાળું મ્હોં રાતુંચોળ થાતું આવે છે. મોતીની સેર વિખરાણી હોય તેવાં પરસેવાનાં ટીપાં એને સુંવાળે ગળે ટપકતાં આવે છે. કુવાને કાંઠે ય મેરાણીઓ મોઢાં મચકોડી વાતો કરે છે કે

"નભાઇ, આ તો ગામમાં નવી નવાઇની આવી છે! કુવામાં પાણી જ રહેવા દેતી નથી. કોણ જાણે અધ-રાતથી બેડાં તાણવા માંડે છે!"

નીસરણી ઉપર ચડીને રૂપી જ્યારે પોતાના ઘરની પછીતને અને ઉંચા ઉંચા કરાને ઓળીપા કરે છે, ત્યારે પાડોશણો આશીર્વાદ દેતી જાય છે કે "વાલામૂઇ પડે તો ઠીક થાય!"

ભૂખી અને તરસી વહુને આખો દિવસ ઓળીપો કરતી ભાળીને સાસુસસરો હેતાળ ઠપકો આપે છે કે "વરે રૂપી, ખાધાની ય ખબર ના પડે બચ્છા?"

એને માથે ચારે છેડે છૂટું ઓઢણું ઢળકે છે. એના ઘઉંવરણા ગાલ ઉપર ગોરમટીના છાંટા છંટાઇ ગયા છે. એના દેહના દાગીના ધૂળમાં રોળાણા છે. હંસલાની ડોક શી' એના હાથની કળાઓ કોણી સુધી ગારામાં ગરકાવ છે. તો ય રૂપીનાં રૂપ કાંઇ અછતાં રહે ખરાં કે?

રૂપીનો વર નથુ રોટલો ખાવા આવે છે. એકલાં બેસીને ખાવું એને ભાવતું નથી.

"રૂપી!" નથુ બહાર નીકળીને એને સાદ કરે છે; "રૂપી, આવડી બધી શી અધીરાઇ આવી છે ઘર શણગારવાની? કાંઇ મરી બરી તો જાવાની નથી ના!"

"લે, જો તો બાઇ! નથુ કેવી વાણી કાઢી રીયો છો! મેરની દીકરી ખોરડું નો શણગારે ત્યારે એનો જન્મારો કાંઉ ખપનો, નથુ?"

"હે ભગવાન! આ મેરની છોકરી તો નવી નવાઇ-ની! ભારી કરાવ્યો મને! ભગવાન કરે ને નીસરણી લસરી જાય!" એટલું કહીને નથુ હસે છે.

"તો તો પીટ્યા, તારે જ મારી ચાકરી કરવી પડહે. સાજી થાઉં તોયે તારા ખોળામાંથી ઉઠાં જ નહિ ને! ખોટી ખોટી માંદી થેને સુતી જ રીયાં!"

રૂપી અને એનો વર નથુ, ખોરડાની પછીતે ઉભાં ઉભાં આવી મીઠી વાતો કરીને અંતર ભરી લેતાં હતાં; પેટ ભરવાની વાત ભૂલી જતાં હતાં. ઇશ્વરે પોતાની વહુને ટુંકા જ સમયમાં ઘરની આવી મમતા લગાડી દીધેલી દેખીને નથુડો પોતાના અંતરમાં અમરાપુરીનું સુખ અનુભવી રહ્યો છે. નીસરણીની ટોચે ઉભીને ઓળીપો કરતી સ્ત્રી જાણે આભની અટારીમાં ઉભેલી અપ્સરા હોય એવું એવું એને લાગ્યા કરે છે. ગોરમટીનાં

છાંટણાંમાં ભીંજાયેલી એ જુવાન મેરાણી નથુને મન તો કોઇ નવલખાં રત્ને મઢેલી પ્રતિમા જેવી દેખાતી. એના હૈયામાંથી ઉદ્‌ગાર નીકળી જતો કે "ઓહોહો! બાપોદર ગામના જુવાનીઆમાં મારા સરખો સુખી મેર બીજો કોઇ ન મળે."

એમ કરતાં કરતાં આષાઢ ઉતરીને શ્રાવણ બેઠો. જોતજોતામાં તો બાપોદર ગામ હરિયાળી કુંજ જેવું બની ગયું. નદી અને નેરાં છલોછલ હાલ્યાં જાય છે. ધરતીનાં ઢોરઢાંખર અને પંખીડાં હરખમાં હિલોળા મારે છે. રૂપી યે વારતહેવાર રહેવા મંડી છે. સવાર પડે છે ને હાથમાં ચોખાકંકાવટી લઇ રૂપી બાપોદરનાં દેવસ્થાનાં ગોતે છે. પીપળાને અને ગાયોને ચાંદલા કરી કરી ગોખા ચડાવે છે, નાગદેવતાના રાફડા ઉપર દૂધ રેડે છે. રૂપીને મન તો આ સૃષ્ટિ શું રળીઆમણી હતી! ઓહોહો શું રળીઆમણી હતી!

શિતળાસાતમ અને ગોકળઆઠમના તહેવાર ઢૂકડા આવ્યા. સાતમઆઠમ ઉપર તો મેરાણીઓ ગાંડીતૂર બને. પરણેલી જુવાનડીઓને પિયરથી તેડાં આવે. રૂપીને ય માવતરથી સંદેશા આવ્યા કે "સાતમ કરવા વહેલી પહોંચજે."

સાસુસસરાજીએ રાજીખુશીથી પોતાની લાડકુ-વાઇ વહુને મહિયર મહાલવાની રજા આપી. નવી જોડ લૂગડાં પહેરી, ધરેણાંગાંઠાં ઠાંસી, સવા વાંભનો ચોરસ

ચોટલો ગૂંથી, સેંથે હીંગળો પૂરી ને આંખે કાજળ આંજી રૂપી માવતરે જવા નીકળી. માથે લૂગડાંની નાની બચકી લીધી.

પરણ્યા પછી આજ પહેલી જ વાર નથુએ રૂપીને એના ખરા રૂપમાં નિરખી. નથુ પાસે રૂપી રજા લેવા ગઇ. નથુથી ન રહેવાયું:

"રૂપી ! આ બધું પિયરીયાંમાં મા'લવા સારુ રાખી મૂક્યું'તું ને? 'નથુ ! નથુ ! ' બોલેંને તો. ઓછી ઓછી થે જાછ ! તંઇ આ શણગાર તો નથુ સારૂ કોઇ દિ' નો સજ્યા !"

"લે, જો તો બાઇ ! આમ આડું કાં બોલતો હઇશ, નથુ! કામકાજ આડે મને વેશ કરવાની વેળા જ કે' દિ' હતી.? અને આજ પે'ર્યું છે એ ય તારે જ કાજે ને ! તું હાલ્ય મારી હારે. મને કાંઇ ત્યાં એકલું થોડું ગમશે ?" એટલું બોલતાં તો રૂપીની આંખમાં જળ-જળીઆં આવી ગયાં.

"અરે ગાંડી ! એમાં કોચવાઇ ગઇ? અને માબાપ-ની રજા વિના મારાથી કાંઇ અવાય ખરૂં કે?"

"હુ ફુઇને અને મામાને બેયને કે'તી જાઉં છુ ને ! તું જરૂર આવજે હો ! તારા વન્યાની મારી સાતમ નહિ સધરે હો નથુ ! "

એટલું કહીને રૂપી સાસરા કને ગઇ. પોતાની

તોછડી, મીઠી વાણીમાં મેરની કન્યાએ તુંકારો દઈને કાલું કાલું વેણ કહ્યું:

" મામા ! નથુને સોકસ મેલજે હો ! નીકર મારી સાતમ નહિ સધરે."

સાસુને પગે પડીને રૂપી બોલી "ફુઈ ! નથુને સોકસ મેલજે હો ! નીકર મારી સાતમ નહિ સધરે."

" માડી, મેલશું તો ખરાં. પણ તારાં માવતરનું સાચેખોટે તેડું તો જોવે ને !" બુઢ્ઢી સાસુએ જવાબ દીધો.

"અરે ફુઈ ! એનો ધોખો તું કરીશ નહિ. હું ત્યાં પહોંચ્યા ભેળી જ તેડું મોકલાવીશ ને !"

એમ કહીને રૂપી બચકું ઉપાડીને બહાર નીકળી. કેમ જાણે ફરી કોઈ દિવસ પાછું આવવાનું જ ન હોય, એવી આંસુડેભરી આંખે ખોરડા સામે ટાંપી રહી. ખડકી-માંથી નીકળતાં પગ ભારે થઈ ગયા. છાનોમાનો નથુ પાદર સુધી વોળાવવા ગયો. છલંગો મારતી મૃગલી પાછું વાળી જોતી, લાકડીના છેડા ઉપર ટેકવેલા નથુના ગરીબડા મ્હોં સામે તાકતી ગઈ. એનો છેલ્લો બોલ એક જ હતો કે

"નથુડા, તું આવજે હો ! નીકર મારી સાતમ નહિ સધરે !"

આઘેઆઘે રૂપીના ઓઢણાનો છેડો પણ ઉડતો અલોપ થયો, ત્યારે એક નિઃસાસો મેલીને નથુ ગામમાં ગયો. કામકાજમાં એનું ચિત્ત પાછું પરોવાઈ ગયું.

[૨]

"અરરર ! માડી ! દીકરીને પીટીયાંએ કામ કરાવેં કરાવેંને અધમુઇ કરેં નાખી. માથેથી મોડીગો ઉતાર્યાં પ્હેલાં તો મુવાં રાખહ જેવાંએ પાણીની હેલ્યું ખેંચાવવા માંડી."

"પણ માડી, તને કહ્યું કોણે ?"

"કોણે શું, તારી પાડોશણ્યુંએ. સવારથી સાંજ સુધી દીકરીને ઓળીપામાં જ દાટેં દીધી માડી ! આમ તો જો ! મ્હોં ઉપર તેજનો છાંટોય ન મળે. અને પદમ જેવી મારી રૂપીની હથેળીઓ તો જો ! રોગી ઉતરડાઇ જ ગઇ. આ ભંભોલા જો તો, ભંભોલા !"

"માડી ! તને કોઇ ભંભેરેં ગું (ગયું) છે હો ! અમારાં પાડોશી ભારી ઝેરીલાં છે. કોઇનું વેણ માનીશ મા હો ! અને તેં મને તેડું મોકલ્યું, ત્યારે ભેળો નથુને કીમ નો તેડાવ્યો ? ઇ તો રીસાઇને બેઠો છે. ઝટ ઇને ખેપીઓ મેલ્ય."

"ચુલામાં જાય તારો નથુડો ! મારે એ ભૂતને તેડાવવો ય નથી; અને લાખ વાતે ય તને પાછી એ ઘરને ઉંબરે ચડવા દેવી નથી. ઘણુાય મેર મળી રહેશે. એકની એક દીકરીને મારે આખો જનમારો ઓળીપામાં નથી દાટેં દેવી !"

દડ દડ દડ રૂપીની કાળીકાળી બે મોટી આંખોમાંથી પાણી દડી પડયાં. એના હૈયામાં ધ્રાસકો

પડી ગયો. એનું બોલવું માવતરને ગળે ઉતરતું જ નથી. અદેખી પાડોશણોએ પિયરીયાનાં કાનમાં હળાહળ ઝેર રેડી દીધુ હતું. રૂપી શું બોલે? કોને સમજાવે? સાસરી-યાંનું સારૂ બોલનારી એ છોકરીને સહુએ શરમાળ, ગુણીઅલ અને આબરૂરખી ગણીને હસી કાઢી. જેમજેમ એ બોલતી ગઇ તેમતેમ સહુને એને માટે વધુ ને વધુ અનુકમ્પા ઉપજતી ગઇ. અબોલ બનીને એ છાની-માની ઓરડામાં બેસી ગઇ. રોવા જેટલી તો ત્યાં એકાંત પણ ક્યાંથી હોય?

રૂપીનો બાપ બાપોદર ગયો. વેવાઇઓને વસમાં વેણ સંભળાવ્યાં. બિચારાં બુઢ્ઢાં માવતર અને નથુ: એ ત્રણે જણાંને તો ધરતી મારગ આપે તો સમાઇ જવા જેવું થઇ ગયું. ત્રણેને એમ લાગ્યું કે રૂપીએ માવતર-ની આગળ પોતાનું દુઃખ ગાયું હશે. રૂપીના બાપે નથુને ગુંજે થોડા રૂપીઆ ઘાલ્યા અને છૂટાછેડાનું લખણું કરાવી લીધું. તે દિવસથી નથુના ઘરબારમાંથી રામ ઉડી ગયા. ધાનનો કોળીઓ કોઇને ભાવતો નથી. નથુને આપઘાત કરવાના મનસૂબા ઉપડે છે.

[૩]

સારા, સુખી ઘરનો એક જુવાન મેર ગોતીને માબાપે રૂપીનું નાતરૂં કર્યું. રૂપીને તો રૂંવેરૂંવે આગ ઉપડી. પણ ગભરૂડી દીકરી માવતરની ધાક અને શરમમાં

દબાઇ ગઇ. એની છાતી ઉપર પચીસ મણુની શિલા જાણે કે ચંપાઇ ગઇ. કાળી નાગણીની જેમ ફુંફાડી ઉઠતાં એને ન આવડયું.

પીંજરામાં પૂરાતી સારિકા થોડી વાર જેમ ચીચીઆરી કરે તેમ રૂપીએ વિલાપ કર્યો કે "મને નથુ પાસે પાછી જાવા દો. મારે નાતરે નથી જવું."

એનુ કલ્પાંત કોઇએ ન સાંભળ્યું. એ મુરખી છોકરીને માવતરે સુખનું થાનક ગોતી દઇને એના હાથ ઝાલ્યા અને ગાડે નાખી. રૂપી કેમ કરીને રોવા મંડે? ઘુમટા વગર આ બિચારી પોતાનું રોણું સંતાડે શી રીતે? મેરની દીકરીને ઘુમટો ન હોય.

* * *

ચોથે દિવસે રૂપી ભાગીને પાછી આવી અને ચીસ પાડી ઉઠી કે

"નહિ જાઉં! નહિ જાઉં! મારા કટકા કરી નાખશો તો યે બીજે નહિ જાઉં. મને નથુ પાસે પાછી મેલો."

માવતરે માન્યું કે બે દિવસ પછી દીકરીનું મન ઝંપી જશે.

* * *

રૂપી પાણી ભરવા જાય છે. પાદર થઇને કૈક વટેમાર્ગુ નીકળે છે. કયો માણસ કયે ગામ જાય છે એ કાંઇ પૂછ્યા વગર રૂપી તો સહુને કહે છે કે

"ભાઇ, બાપોદર થઇને નીકળો તો મારા નથુને સંદેશો કહેજો ને, કે સોમવારે સાંજે મને નદીની ઘાટ પાસે આવીને તેડી જાય. ત્યાં ઉભી ઉભી હું એની વાટય જોઇશ !"

વટેમાર્ગુ બે ઘડી ટાંપીને હાલ્યાં જાય છે; બોલતાં જાય છે કે "ગાંડી લાગે છે !"

સોમવારે બપોરે રૂપીએ લૂગડાંનો ગાંસડો લીધો. "મા, હું ધોવા જાઉં છું."

માએ માન્યું "ભલે મન લગીર મોકળું કરી આવે."

ફુલ જેવાં ઉજળાં લૂગડાં ધોઇ, માથાબોળ નહાઇ, લટો મોકળી મેલી, ધોયેલાં લૂગડાં પહેરી, ઘૂનાને કાંઠે લાંબી ડોક કરીકરીને બાપોદરના કેડા ઉપર જોતી રૂપી ઉભી છે. ક્યાંય નથુડો આવે છે ? કયાંય નથુની મૂર્તિ દેખાય છે ! એની તો હાલ્ય જ અછતી નહિ રહે. એ તો હાથી જેવો, ધૂળના ગોટા ઉડાડતો ને દુહા ગાતો ગાતો આવશે !

"નહિ આવે ? અરે ન આવે કેમ ? સંદેશા દઇ મેલ્યા છેને ! કેટલા બધા સંદેશા !"

સૂરજ નમવા મંડયો, પણ નથુડો ન આવ્યો. સાંજના લાંબાલાંબા ઓછાયા ઉતરવા લાગ્યા, તો ય નથુડો ન આવ્યો. પંખી માળામાં પોઢયાં, ગોધન ગામમાં પહોંચ્યું, ઘૂનાનાં નીર ઉંઘવા લાગ્યાં, ઝાડપાંદડાંને ય ઝંપવાની

વેળા થઈ, તોય નથુડો તો ન જ આવ્યો. "અરેરે! નથુડાનું હૈયું તે કેવું વજ્જર જેવું? એને મારી જરાય દયા નો આવી?"

"રૂપી! રૂપી! રૂપી!" એવા સાદ સંભળાયા. રૂપી ચમકી. કોના સાદ? નથુના? ના, ના, આ સાદ તો ગામ ભણીથી આવે છે.

સાદ ઢૂકડા આવ્યા. "આ સાદ તો મારી માના. મારી મા મને ગોતવા આવે છે."

"નથુડા! તેં તો મારી સાતમ બગાડી. અરે ભુંડા, સંદેશા ય ન ગણકાર્યા? પણ હું હવે પાછી ક્યાં જાઉં? હવે જો આવ્ય તો એકવાર ધૂનો ડખોળી જોજે હો! હું જીવતી હઈશ તો આપણે એકબીજાના હાથના આંકડા ભીડીને ભાગી નીકળશું."

"રૂપી! રૂપી! રૂપી!" ગામને માર્ગેથી માતાના સાદ આવ્યા. જવાબમાં "ધુબ્બાંગ!" દેતી રૂપી ધૂનામાં કુદી પડી. ઓઢણામાં બાંધેલા પત્થરોએ એને તળીએ સંતાડી રાખી. પણ નથુડો તો ન જ આવ્યો.

"રૂપી! રૂપી! રૂપી!" કરતી મા ધૂનાને કાંઠે આવી. રાતનાં નીર બડબડીઆં બોલાવતાં જાણે હાંસી કરતાં હતાં કે "રૂપીની મા! દીકરીને ઓળીપાના દુઃખમાંથી ઠીક ઉગારી હો!"

# શેત્રુજીને કાંઠે

શેત્રુજીના કાંઠા બારે માસ લીલાછમ રહેતા. ગોઠણ ગોઠણ વા ઉંચું ખેવડાનું ખડ આઠે પહોર પવનમાં લે'રિયાં ખાતું. અને બેય કાંઠાની ભેંસો, ડુંગરાનાં ટુંકને તોડી નાખે તેવાં જાજરમાન માથાં હલાવી, પૂછડાં ફૂંગોળી ફૂંગોળી ઉભે કાંઠે ચારો ચરતી. પાસેની ગીરમાંથી સાવઝની ડણુકો સંભળાતી.

બેય કાંઠે પારેવાના માળા જેવાં આહિરોનાં બે નેસડાં પડ્યાં છે. સવારસાંજ ભેંસોના આંચળની શેડયોને ધમોડે અને છાશને વલોણે બેય નેસડાં સીમ બધીને ગજવી મેલે છે. અંદર સળી ઉભી રહી જાય એવાં ધાટાં દૂધ દોણાંમાં સમાતાં નથી. વલોણાં ધુમાવતી આહિરાણીઓ નેતરાં ઉપર આખાં અંગને એવી તો છટાથી ડોલાવે છે, કે જાણે શરીરમાંથી રૂપની છોળો છલકાઈ ઊઠે છે. કાયાનાં સરોવર જાણે હેલારે ચડે છે.



શેતલનાં પાણી ખળખળ નાદે ચાલ્યાં જતાં અને બન્ને છોકરાં ભેખડ માથે બેસીને પાણીમાં પગ બોળતાં.

[ શેત્રુંજીને કાંઠે : પાન ૧૩ ]

પહોર દિવસ ચડતાં બેય નેસડાંમાંથી ભેંસો ધોળીને બે છોકરાં નીકળે છેઃ એક છોકરો ને એક છોકરીઃ બેયને દસ બાર વરસની અવસ્થા વહી જાય છે. છોકરાને ઉઘાડે માથે વેંતવેંતનાં ઓડીયાં ઓળેલાં હોય છે, ને છોકરીનો મીંડલા લઇને વાળેલ મોટો અંબોડો ભાતીગળ લૂગડાની કુંચલીમાં ઢંકાયેલો હોય છે. બેયના હાથમાં લાકડીઃ બેય આંબલીની ઉંચીઉંચી ડાળીએથી પાકા પાકા કાતરા શોધી કાઢી, લાકડીને ઘાયે મનધાર્યાં નિશાન આંટીને પાડી નાખે, અને વ્હેંચીવ્હેંચી ખાય. વાંદરાં જેવાં રમતીઆળ બેય છોકરાં ગોંદરાનાં ઝાડની ઘટામાં ઓળકોળાંબો રમે છે. ઘણીવાર છોકરી એ છોકરાને ઝાલી લે છે. પણ ઘણીવાર તો છોકરો જાણીબુઝીને જ પોતાને ઝલાવા દે છે. આલણદેને ઝાલવી તે કરતાં એના હાથે ઝલાવું, એમાં દેવરાને વધુ આનંદ પડતો. ઘણી વાર તો આ જાણીજોઇને ઝલાઇ જવાની દેવરાની દાનત દેખાઇ આવતી. આલણદે ખીજાઇને કહેતી કે "તો કાંઇ નહિ બાઇ! આવી રમતમાં શી મઝા પડે! સાચુકલો તો તું દોડતો નથી ને!"

"તો તો સવારથી સાંજ સુધી ય તારે માથેથી દા નહિ ઉતરે, ખબર છે!"

માંહી મોતી પડયું હોય તો યે વીણી લેવાય એવાં નિર્મળ, શેતલનાં પાણી ખળ ખળ નાદે ચાલ્યાં જતાં, અને આલણદે ને દેવરો બન્ને ભેખડ માથે બેસીને

પાણીમાં પોતાના પગ બોળતાં. બેય જણાંની દસે આંગળીએ માછલીઓ ટોળે વળતી, અને બેમાંથી કોના પગ ઉજળા, તે વાતનો વાદ ચાલતો.

"આમ જો દેવરા, મારા પગ ઉજળા."

"એમાં શું? કોઢીઆંના પગ તારાથી યે ઉજળા હોય છે. ઉજળાં એટલાં કોઢીઆં!"

"ના, આયરથી ઉજળાં એટલાં કોઢીઆં."

"એમ તો આપણા ગામનાં ગધેડાં ય ધોળાં "હોય છે."

ઉનાળાના બપોર થાતા ત્યારે આંબલી અને વડલાનીની છાંયડીમાં નદીની લહરીઓથી દેવરાની આંખો મળી જતી, વાગોળતી ભેંસના શરીરનો તકીઓ કરીને દેવરો પોઢી જતો, અને આલણદે એકલી ઉભીઉભી ડોબાંનું ધ્યાન રાખતી. કોઇકોઇ વાર સમળીઓનાં પીછાં લઇને દેવરાનાં ઓડીયાંમાં ઉભાં કરતી. કોઇ વાર દેવરાની પછેડીની ફાંટે બાંધેલ બાજરાનો લીલોછમ રોટલો માછલીઓને ખવરાવી દઇ, પછી એ ભૂખ્યા છોકરાને પોતાના હાથનો ઘડેલો રોટલો ખવરાવવા બેસતી. ખાતોખાતો દેવરો બોલતો કે

" અરેરે આણલદે! મારી મા બચારી ગલઢી થઇ ગઇ; એને હાથે હવે તારા જેવા રોટલા થાતા નથી."

" તો હું તુંને દાડી રોટલા ઘડીને લાવી દઇશ."

"કેટલા દિ'? જોજે હો, બોલ્યે પળીશ ને? ખુટલ નહિ થાને?"

"હાં! સમજી ગઇ! તો તો આ લે!" એમ કહીને આલણુદે અંગુઠો બતાવતી.

સાંજે ખાડુ ઘોળીને દેવરો પોતાને નેસડે જાતો ત્યારે જાણી જોઇને એકાદ પાડરૂને હાંકવું ભૂલી જાતો. પાછળથી આલણુદે પાડરૂ હાંકીને દેવરાને ઘેરે જાતી અને હાકલ કરી કહેતી કે

"એલા દેવરા, રોજ પાડરૂ હાંકવું ભૂલી જાછ, તે ભાન ક્યાં બળ્યું છે? આયરનો છોકરો થઇને આવો ભુલકણો કાં થીયો? આ લે, હવે જો ભૂલીશ તો હું મારાં ડોબાં ભેળું હાંકી જાઇશ."

દેવરાની રંડવાળ મા આ કુંજના બચ્ચા જેવી છોકરીને ટીકી ટીકીને જોઇ રહેતી અને એને ઉભી રાખીને ઘોળા તલનું ગુંજું ભરાવી કહેતી "લે માડી આલણુદે, તું રોજ પાડરૂ મેલવા આવછ એનું આ મહેનતાણું."

તૂર્ત દેવરો બોલતો "મા, દા'ડી દા'ડી તમે એને તલનાં ગુંજાં કાં ભરાવો? ઇ તો હેવાઇ થઇ જાશે હો? પછી નત્ય ઉઠીને આપણો ઉંબરો ટાચશે."

દાંત કાઢીને છોકરી પોતાને નેસડે ચાલી જતી.

ડોસી પાડોસીના ઘરમાં જઇને વગરબોલાવી,

વગરસાંભળ્યે, વેવલી બનીને કહેતી " જો તો ખરી બાઇ! કેવી જોડ્ય મળી જાય છે! આવી છોડી આંગણે આવે તો મારે ભવની ભૂખ ભાંગી જાય ને?"

" પણ ડોશી! તમે તી રાજામાણુસ કાં થાવ? ક્યાં હરસૂર આયરનું ખોરડું, ને ક્યાં તમારો કૂબો!"

" ઠીક માડી! થયું ત્યારે!" એમ બોલીને ડોસી ડુંગર જેવડો નિસાસો મૂકતી.

[૨]

**આલણદેના** અંગ ઉપર બાળાપણ ઉતરીને હવે તો જોબનના રંગ ચડતા થયા છે. માથા ઉપરથી મોશલો ઉતરીને હવે તો ચુંદડી ઓઢાઇ ગઇ છે. હવે આલણદે ભેંસો ચારવા આવતી બંધ થઇ છે; પણ સવારસાંજ માથે પીતળની હેલ્ય મેલી નદીએ પાણી ભરવા નીકળે છે તે વખતે જ એકબીજાંની સાથે ચાર આંખોના મેળાપ થાય છે. અને એમાંય તે, આંખો હજુ મળી ન મળી હોય ત્યાં તો બેય જણાંની પાંપણો, કંજૂસ માણુસના પટારા જેવી, તૂર્ત નીચે ઢળી પડે છે. બાળાપણુની એટલી છૂટી જીભ પણ જાણે આજ કોઇ અદીઠ કારણુથી ઝલાઇ ગઇ છે ને મ્હોંમાંથી વાચા ફુટતી નથી. વીરડા માથે બેસીને પાણી ઉલેચતી પોતાની બાળાપણુની ભેરૂડીની

ચુંદડીના છેડા નદીના વાયરાની અંદર ફરફરતા હોય, અને એમ થાતાં માથાનો સવા ગજ ચોટલો બહાર ડોકિયાં કરી જાતો હોય, તે જોવામાં પણ એબ છે એવું માનનારો દેવરો આયર, નીચે ઢળેલે પોપચે, ભેખડ ઉપર સૂનમૂન બેઠો રહેતો.

આલણદેનો બાપ માનશે, એ આશા હજુ દેવરે ખોઈ નથી.

× × ×

"ના, ના, મારી સાત ખોટ્યની એક જ દીકરીને એ ડોસલીના ગોલાપા કરવા સારૂ ઢોરની જેમ દોરી નથી દેવી. માવતરમાં ખાધાનું ને પહેર્યાઓઢયાનુ અઢળક સુખ લીધું, અને હવે એને એ રાંકના ઘરમાં જઈ થીગડાં પહેરવાં, ખરૂં ને?"

"અરે આયરાણી, બેય જણાંને નાનપણની પ્રીત્યુ છે, અને શું દીકરીને એ દુઃખી થાવા દેશે? વળી આપણને કરીયાવર કરવાની કયાં ત્રેવડ નથી?"

"આપણે સોને મઢીએ તોય એ પીટયાં ઉતારી લેશે. એને બે તો છોડીયું છે, ઈ બેય આંકેલ સાંઢ જેવી નણદું બાપડી દીકરીનાં ઘરાણાંલુંગડાં પહેરી ફાડશે. મારે એ નથી કરવું. હું તો અછો અછો સાયબીમાં દીકરીને દેવાની છું. અને આપણે કયાં ચિંતા છે? સો ઠેકાણેથી આયરો અવાયા પડે છે."

"પણ છોડીનું મન......"

"એ તો અણુસમજુ કહેવાય. બે દિ' આંસુડાં પાડશે. પછી વૈભવ ભાળશે ત્યાં બધું ય વિસારે પડી જાશે."

"ઠીક ત્યારે." કહીને આણુલદેનો બાપ ડેલીએ ચાલ્યો ગયો.

[૩]

નેસને પાદર પરગામની બંદુકો વછૂટી. ઢોલત્રાંસાં ધડૂસ્યાં, શરણાઇઓના મીઠા સૂર મંડાયા. પરદેશી આયરની જાન ગાજતેવાજતે સામૈયે ગામમાં ગઇ, અને તરવારધારી મોડબંધાએ પોતાના ગોઠણ સુધી ઢળકતા લાંબા હાથે સાસરાની ઉંચીઉંચી ડેલીએ ઉભા રહીને તોરણનું પાંદડું તોડ્યું. વરરાજાના તો બબ્બે મોઢે વખાણ થવા લાગ્યાં, અને આયરોની દીકરીઓએ ઓરડે જઇને આણુદલેને વાત કરી, "બેન, આવો આયર કોઇ દિ' ગામમાં પરણવા આવ્યો નો'તો. તું તો બહુ ભાગ્યશાળી!"

રાંદલમાના અખંડ બળતા બે દીવડાની સામે બેઠેલી, ડીલ ભાંગી પડે એટલાં સોનાંરૂપાંમાં શોભતી આણુદેનાં બેય નેત્રોમાંથી ડળક ડળક આંસુડાં ચાલવા લાગ્યાં. દીવાની જ્યોત એ પાણીવાળી આંખોમાં ઝળહળી ઉઠી. અને રાંદલમાની મલકાતી મૂર્તિ સામે બે હાથ જોડીને મનમાં મનમાં આણુદે બોલી "હે મા! તું સુરજડાડાની રાણી થઇને આ કુજેતી થાવા દઇશ?

તારા સતના દીવડા બળે છે, ને શું હું ગાય ખાટકી-વાડે દોરાઈ જઈશ ?"

માંડવા નીચે ગામોગામના આયરો એકઠા મળ્યા છે. નીખારેલ પાણુકોરાંનાં નવાં લૂગડાં અને માથે પછેડીઓ પહેરી કૈંક જુવાનો કડીઆળી ડાંગ પછાડતા ટલ્લા મારે છે. વરલાડડો ઢોલરો દશે આંગળીએ વેઢ પહેરી બાજઠ ઉપર વીરભદ્ર જેવો શોભે છે. સહુ ફુલગુલાબી થઈને ફરે છે, ફક્ત એક દેવરાના અંગ ઉપર જ ઉજળાં લૂગડાં નથી, કે નથી મ્હોં ઉપર જરીકે તેજી. દેવરો ભાનભૂલ્યો થઈને ભમે છે. બારી ઉઘાડીને આલણદે પછીતે નજર કરે છે, ત્યાં દેવરાને નીચે ઢળેલે માથે ચાલ્યો જતો દેખે છે. આલણદે કહે છે કે

આ ભાઠાળા ભમે, (ઈ)રૂપાળાસું રાચું નહિ,
(તું) ડોલરિયો થઈને, માણને માંડવ દેવરા !

"અરે દેવરા ! આંહી ભમનારા આયરો રૂપાળા છે, પણ એ નાદાનોના રૂપથી હું રાજી થતી નથી. તું મારા માંડવા નીચે શીદ નથી મ્હાલતો ?"

"આલણદે ! હવે તો ડોલરિયા થઈને ફરવાના દિ' વયા ગયા. હવે બળતાને શીદ બાળો છો બાઈ ? હવે તો ભુલી જાવ ને અંજળ દાણોપાણી લખ્યાં છે તેની સાથે ફેરા ફરો, કંસાર જમો, ને સંસાર માંડો."

"અરે દેવરા !

મળિયા મૂઢ ઘણુાય, મનસાગર મળિયા નહિ,
(તેની)તરસ્યું રહી તનમાંય, હલ અમારે દેવરા!

": ને તું મને આજ શે દાવે ઠબકો દઈ રીયો છો? બોલ્ય! બોલી નાખ્ય! છે તારી હીમત? છે છાતીમાં જોર? હાલ્ય, આ મીંઢળ તોડીને ચાલી નીકળું."

દેવરાએ ડોકુ ધૂણાવ્યું.

"હાંઉ ત્યારે. તું જ ઉઠીને મને દોરી દેછ ને!

ટોળામાંથી તારવ્યે, (જેમ) ઢાઢું દિયે ઢોર;
(એમ) ચિત્ત અમારૂં ચોર; (આજ) દોરી દીધું દેવરે.

"દેવરા! માણુસ જેમ પોતાના પશુના ટોળામાંથી એક ઢોરને બરાડા પાડતું વેચી નાખે છે. તેમ તું પણુ આજ મને પશુતુલ્ય ગણીને પરાયાને હવાલે કરી રહ્યો છો રડતી કકળતી દોરીને દઈ રહ્યો છો."

વરઘોડીયાંને માયરે પધરાવ્યાં છે. ચોરીએ ચડી ચાર આંટા ફરવાનો સમય થયો છે. પણુ આણુદેની કાયા સ્થિર નથી રહેતી.

ફરતાં ચડે મું ફેર, મંગળ આંટા મન વન્યા;
(મારી) આંખ્યુંમાં અંધેર, ચકડોળે ચિતડું ચડયું.

વર–કન્યા કંસાર જમવા બેઠા. પણુ એ કંસાર તો કન્યાને મન વિષ જેવો છેઃ

ચોરી આંટા ચાર, (હું) ફડફડતે હલડે ફરી
(પણુ) કેમ જમું કંસાર, દુઃખ માને મું દેવરો.

શેત્રુંજીને કાંઠે ઝાડવેઝાડવાંની ને જળની માછ-લીઓની સાખે મેં જેની સાથે એક ભાણે બેસીને રોટલા ખડવાના મીઠા કોલ દીધા, એ પુરુષને ત્યજી હું આજ કોની સાથે કંસારના કોળીઆ ભરવા બેઠી? અરેરે, આયરાણીના બોલનું શું આટલું જ મૂલ? વિચારી વિચારીને કન્યા ઝુરે છે. કુળમરજાદનાં લંગર જેને પગે પડી ગયાં, તેનાથી નાસી છૂટાતું નથી.

જાન ઉઘલવાની વેળા થઇ છે. પાનેતરનો ઘુમટો તાણીને આલણદે ઓરડાની પાછલી પરસાળે થાંભલી ઝાલીને ઉભી છે. શું કરૂં! જીભ કરડીને મરૂં? કે છેડાછેડીની ગાંઠ છોડીને વનરાવનના મારગ લઉં? એવા મનસૂબા ગોઠવે છે, ત્યાં દેવરો આવીને ઉભો રહ્યો.

" આલણદે, બાળાપણનો ભેરૂબંધ આજ છેલ્લી આશિષ દેવા આવ્યો છે."

સીધાવો ભલે સજણાં, લીયો લાખેણા લાવ,
દેવરા કેરા દાવ, અમ કરમે અવળા પડયા.

અંતર વલોવાઇ જતું હતું, તેને દબાવીને દેવરો કોઇ પ્રેત હસે તેમ ખડ! ખડ! હસ્યો.

" હાં! હાં! દેવરા! જાળવી જા!

દેવરા દાંત મ કાઢય, દોખી તારા દેખશે,
થાશે હસવું ને હાણ્ય, વાતું બેયની વંઠશે.

" આલણદે ! હવે વળી વાત વંઠીને શી થવાની હતી ? હવે હતું એટલું તો બધું ય હારી ગયાં. મારાં નાનપણથી સાચવેલાં રતન આજ રોળાઇ ગયાં. હવે શેની બીક છે ? સીધાવો આલણદે ! અને હવે ભૂલી જજો."

"થયું. હવે તો દેવરા !

કોથળ કાંધ કરે, વાલમ ! થાજે વૈદ;
આવજે તું આહીર, દેશ અમારે દેવરા !

"કોઇક દિવસ અમારી માંદગી તપાસવા વૈદને વેશે, ઓસડીયાંની કોથળી ખંભે નાખીને તું અમારે દેશ આવજે દેવરા !

સામવીશું સગા ! (કે' તો) પાલખીયું પુગાડીયેં;
આવ્યે આષાઢા ! ડમ્મર કરીને દેવરા !

"હે સ્વજન ! તું કહે તો તને લેવા માટે હું સામી પાલખી પહોંચાડીશ. હે આશાઢીલા મેઘ સમ પિયુ ! તારો મેઘાડમ્બર કરીને પ્રીતિનાં નીર વરસવા આવજે !"

આલણદે વેલ્યમાં બેઠી. પૈ સિંચાણાં. નાળીએર વધેરાયાં. અને જોતજોતામાં તો વેલડું શેત્રુજીકાંઠાનાં ઝાડવાં વળોટી ગયું. ઘુઘરમાળના રણકાર, આઘે-આઘેના વગડામાં આલણદે રોતી હોય તેના રૂદનસ્વર જેવા, પાદર ઉભેલ દેવરો સાંભળતો રહ્યો.

" સાજણ ચાલ્યાં સાસરે, આંસુડાં ઝેરી,
પાડોસી હાલ્યાં વોળામણે, માવતર થ્યાં વેરી.

માવતર થ્યાં વેરી ને કીયો
સુખદુ:ખ મનમાં સમજી લીયો.

"કે' તમાચી સૂમરો, ગીયાં સાજણ ને તજી યે શેરી,
" સાજણ ચાલ્યાં સાસરે, આંસુડાં ઝેરી. "

[૪]

નદીને તીરે ઝાડ ઉભાં છે. વેલ્યમાં બેઠેલી આહ-ણ્યું એ ઘટામાં પણ પોતાના વાલમનાં સંભારણાં ભાળે છે. " આહાહા ! આંહી આવીને દેવરો રોજ સવારે દાતણ કરતો. હું એને તાજાં દોહીને ફીણાળાં દૂધ પાતી !

(આ) તરવેણીને તીર, (અમે) સાગવનેય સરજ્યાં નહિ;
(નીકર) આવતડો આહીર, દાતણ કરવા દેવરો.

"અરેરે ! હું માનવીનો અવતાર પામી, તે કરતાં આ નદીને કાંઠે વનનું ઝાડવું સરજાઇ હોત તો કેવું સુખ થાત? રોજ મારો પ્રીતમ દેવરો દાતણ કરવા આવત ત્યારે હું મુંગુંમુંગું ઝાડવું થઇને એનાં દર્શન તો કરત ! મારી ડાળીઓ ઝુલાવીને એને વીંઝણો તો ઢાળત ! મારી છાંયડી કરીને એનો તડકો તો ખાળત ! પણ કર્મની કઠણાઇએ હું તો સ્રીનો અવતાર પામી. "

બપોરના તડકા થયા. વૈશાખની લૂ વરસવા લાગી. જાનૈયા ભૂખ્યા થયા. નદીકાંઠો આવ્યો એટલે ટીમણ કરવા માટે ગાડાં છોડવામાં આવ્યાં. સહુએ ખાધું. તે પછી નદીને વીરડે સહુ જાનડીઓએ વીરડો ઉલેચ્યો, પણ પાણી આછર્યું નહિ. જાનડીઓ અરસપરસ હોડ વદી કે

"એલી બાઇયું, જેને પોતાનો વર વાલો હશે એને હાથે પાણી આછરશે."

રૂપાળા છુંદણાંવાળા હાથની સુંવાળી સુંવાળી થપાટો વીરડાનાં ડોળાં પાણીને વાગવા લાગી. પણ પાણી તો એકેય આહીરાણીનાં અંતરની વ્હાલપની સાક્ષી પૂરતું નથી. થાકીને જાનડીઓ સામસામી તાળીઓ દેવા લાગી. ત્યાં બે ચાર જણી બોલીઃ

"એલી એય, ઓલી વહુ લાડકડીને ઉતારો વેલ્ય-માંથી હાથ ઝાલીને હેઠી. જોઇએ તો ખરાં, ઇ નવી પરણીને આવે છે તે વર ઉપર કેવુંક હેત છે?"

મનની વરાળને પાણી કરીને પાંપણે ટપકાવતી આલણદે વીરડાને કાંઠે આવી. આવીને મંત્ર બોલે તે રીતે મનમાં બોલીઃ

(આ) વેળુમાં વીરડો, ખુંદ્યો ન ખમે વીર;
(પણ) આછાં આવજો નીર, જે દશ્ય ઉભો દેવરો!

"આ મારો વીર વીરડો, બીજી સ્ત્રીઓનાં ખુંદણ ખમી શક્યો નહિ. એનાં પાણીને ચોકખાં કરવાનું કોઇથી

ન બન્યું. અને હવે એને કેટલોક ખુંદવો! હવે તો હે વિધાતા! જે દિશામાં મારો પ્રિયતમ દેવરો ઉભો હોય, તે દિશામાંથી આછાં નીરની સરવાણીઓ ચાલી આવજો!"

એટલું કહીને જ્યાં આલણદેએ એક જ છાપવું ભરીને વીરડો ઉલેચ્યો, ત્યાં તો પોતાના પિયરની દિશામાંથી વીરડામાં આછી સેર્યો આવવા લાગી. દેવરાનો સંદેશો દેતી હોય તેમ સરવાણીઓ બરબડીઆં બોલાવી દેવરાના અંતર સરીખા ચોકખા પરપોટા પાણી ઉપર ચડાવવા લાગી. ઘડીક વારમાં તો વીરડો જાણે મોતીડે ભર્યો હોય તેવી કાળી, વાદળી, લીલી, પીળી ને ધોળી કાંકરીઓ પાણીને તળીએ ચળકી રહી, આખી જાને આછું પાણી પીધું. જાનડીઓમાં વાતો ચાલી કે "વાહ રે વહુવારૂનાં હેત! ઢોલરો કેવો નશીબદાર!"

## [૫]

વરઘોડીઆનાં સામૈયાં થાય છે. ઢોલરાનું કળશી કુટુંબ કુળવહુવારૂનાં પગલાં થયાં જાણીને કોડે ઉભરાય છે, પણ વહુને તો એ હેતપ્રીતમાં ક્યાં યે ઝંપ નથી:

સામૈયાના સૂર, ફુલ-દડો ફાવે નહિ,
દેવરો મારે દૂર, ઢોલરે મન ઠળે નહિ.

વરઘોડીઆંને ફુલદડે રમાડો ! ગલાલની કોથળીઓ ભરાવો ! ઢોલરાને લગનનો પૂરેપૂરો લાવો લેવરાવો ! કોડભરી લાડડીને ઓછું ન આવવા દેજો ! પણ

મૂઠી ભરીને માર, ગલાલનો ગોઠે નહિ,
અંતરમાં અંગાર, દેવરા વણુ દાગી દીએ.

આલણુદેનું શરીર ઢોલરાના હાથના ગલાલના માર શી રીતે ખમી શકે? એને તો એ ગલાલની મૂઠીઓ સળગતા અંગારા સરખી લાગતી હતી. દેવરા વિના બીજાના હાથનો ગલાલ શે સહેવાય?

× × × ×

થંભ થડકે મેડી હસે, ખેલણુ લગ્ગી ખાટ;
સો,સજણું ભલે આવિયાં, જેની જોતાં વાટ.

એવા ઉછાળા મારતા અંતરે ઢોલરો અધરાતે દાયરામાંથી છૂટો પડીને પોતાના ઝાકમઝોળ દીવડે દીપતા ઓરડા તરફ ચાલ્યો આવે છે. ઓરડામાં કેમ જાણે નાનકડું આભામંડળ ગોઠવાઇ ગયું હોય તેવું, ચારે ભીંતે ચોડેલ ચાકળાચંદરવાનાં આભલાં ઉપર દીવાનું તેજ ચળકારા કરતું હોવાથી દેખાય છે. મારા પગલાંના અવાજ ઉપર કાન માંડીને આયરાણી ક્યારની આતુર હૈયે ઓરડાને બારણે ટોડલા ઝાલીને ઉભી હશે : એવું ચિંતવતો ચિંતવતો ઢોલરો જ્યાં ઓસરીએ ચડે, ત્યાં

તો ઉલટું પોતાની નવી વહુને મશઢળેલે મોઢે ઓરડામાં બેઠેલી દેખીને એના ઉતાવળે ડગલાં દેતા પગ ઢીલા પડી ગયા. માતાએ ઉલટથી શણગારેલ ઓરડામાં આલણદેને શું કાંઇ ઉણપ લાગી હશે ! હસીને સામી ડગલાં માંડવાને બદલે સુનકાર હૈયે બેઠી કેમ રહી છે ? માવતરની લાડકવાયી દીકરીને મહિયર સાંભરતું હશે? કે શું હું એને મનગમતો નહિ હોઉં ?

એવી ચિંતાએ ચડીને, સ્ત્રી જેમ પોતાના સ્વામીને મનાવવા કોમળ ઇલાજો કરે તેમ પુરુષ ઉઠીને પરણેતરને રીઝવવા માટે મહેનત કરવા મંડયો.

"ચાલ્ય આલણદે ! તારો ચોટલો ગૂંથી દઉં. તારા માથામાં ફુલેલ તેલનાં કચોળાં ઠલવું. ચાલ્ય, મન ઉપરથી ભાર ઉતારી નાખ."

એમ કહીને ઢોલરો અડકવા આવ્યો. ત્યાં તો હરણી પારધીને દેખીને ફાળ ભરે તે રીતે આહિરાણી કુદીને આઘેરી જઇ બેઠી.

"કાં ?"

"કાં શું ?"

ચોટો ચારજ હાથ, ગૂંથ્યો ગોરે માણસે,
(એના) ગુણની વાળેલ ગાંઠ, દોરો છોડે દેવરો.

"આયર ! આ ચોટલામાં તો બીજા હાથનો દોરો ગુંથાઇ ગયો અને ક્યારની એ ગાંઠ વળી ગઇ: હવે તું

આઘેરા રે'જે. સંસારને સંબંધે હું તારી પરણેતર ઠરી છું ખરી, ને મરીશ ત્યાં સુધી તારા ઘરમાં રહી તારા ગોલાપા કરીશ. પણ તારો ને મારો છેડો ય અડવાના તો રામરામ જાણજે."

ઢોલરો સમજી ગયો. ઘુંટડો ગળી ગયો. પણ માન્યું કે થોડીક પંપાળીશ ત્યાં જૂની પ્રીત ભૂલીને નવા નેહ બાંધશે. એવું ચિંતવીને ફરીવાર ફોસલામણાં આદર્યાં:–

"આલણદે! મુંઝા મા. ઉતાવળી થા મા. એમ કાંઇ આખો ભવ નીકળવાનો છે? આપણે તો આયર વરણ: જૂની વાતો ભૂલી જવામાં આપણને એબ નથી. આવ આપણે ચોપાટ રમીએ."

"ઢોલરા! તું જેવો ખાનદાન આયર આજ શીદ ચીથરાં ફાડી રહ્યો છે! તુંને ખબર નથી આયર, પણ

સાવ સોનાને સોગઠે, પરથમ રમીયલ પાટ;
(તેદી) હૈયું ને જમણો હાથ, દા'માં જીતેલ દેવરો.

'અમારી ચોપાટ તો ક્યારની રમાઇ ચુકી છે, એમાં મારૂં હૈયું ને જમણો હાથ, બેય દેવરો જીતી ગયો છે. હવે હું શેણે રમું?"

"કાંઇ નહિ આલણદે. તારૂં ચિત્ત ચકડોળે ચડયું છે. આજની રાત તું નીંદર કરી જા. મનના ઉકળાટ

હેઠા બેસી જશે. લે તને ઢોલીઓ ઢાળી દઉં. સુખેથી સુઇ જા. બ્હીશ મા. હું તારી મરજાદ નહિ લોપું."

એમ કહીને ઢોલરે ઢોલીઓ ઢાળીને તે પર મશરૂની તળાઇ બિછાવી. પણ આલણદેને તો એ ગોખરૂની પથારી બરોબર છે :

કીમ સોઉં સજણાં! મું સૂતે ય સખ નહિ
પાંપણનાં પરિયાણ, ભાળ્યા વણ ભાંગે નહિ;

"મારે શી રીતે સૂવું? મારી બે પાંપણો નોખી પડી ગઇ છે, એ દેવરાનાં દર્શન કર્યા વિના તો ભેળી જ થાય તેમ નથી. પોપચાં બીડાવાની જ ના પાડે છે. જે દિ' એને જોશું, તે દિ' જ હવે તો ઝંપીને સૂશું, નીકર જીવતર આખું ય જાગવાનું જ છે."

મનાવી મનાવીને ઢોલરાની જીભના કુચા વળી ગયા. મનોરથ જેના મનમાં માતા નથી એવો ફાટતી જુવાનીવાળો આહિર આજ પરણ્યાની પહેલી જ રાતે પોતાની પરણેતરના આવા આચાર દેખીને અંતરમાં વલોવાઇ ગયો. એનાં રૂંવાડાં બેઠાં થઇ ગયાં. એના શરીરમાં થરેરાટી છુટી અને હોઠ કમ્પવા લાગ્યા. ધીરે ધીરે ક્રોધ ઉપડવા લાગ્યો. આંખો ત્રાંબાવરણી થઇ ગઇ.

"અરરર! એક સ્ત્રીની જાત ઉઠીને આટલી હદ સુધી મને તરછોડે? પરણ્યા પછી પણ પારકા પુરુષનું નામ ન છોડે? એમ હતું તો મને પ્રથમથી કાં ન

ચેતાવ્યો ? મારી ફજેતી શીદ બોલાવી ? મને ટળવળતો કાં કરી મેલ્યો ? બળાત્કાર કરૂં ? ચોટલે ઝાલીને બહાર કાઢું ? કે આંહી ને આંહી કટકા કરૂં ? ”

થર ! થર ! થર ! થર ! આખું અંગ ધ્રૂજી ઉઠયું. ધગધગતા શબ્દો હોઠે આવીને પાછા વળી ગયા.

“ ના, ના, જીતવા ! એમાં એનો શો ગુન્હો ! જન્મનો જે સંગાથી હતો, એના પરથી સ્ત્રીનું હેત શી રીતે ખસે ? આખો ભવ બાળીને પણ આંહી કુળમરજાદને કાજે મારાં વાસીદાં વાળવા જે તૈયાર થઇ છે, એ શું મારવા લાયક? કે પૂજવા લાયક ? હું ભૂલ્યો. મારા સ્વાર્થે મને ભાન ભુલાવ્યું. આવી જોગમાયાને મેં દુભવી !”

અંતરમાં ઉછળેલું બધું ય વિષ પી જઇને ઢોલરો બહાર નીકળ્યો. ઓસરીમાં પથારી નાખીને ઉંઘી ગયો. આલણદેએ આખી રાતનું જાગરણ કર્યું.

ભળકડું થાતાં તો આલણદે ઘરના કામકાજમાં સહુની સાથે લાગી પડી. છાણના સુંડા ભરીભરીને ભેળા કરવા માંડી, વાળવા લાગી અને તેવતેવડી નણંદોની સાથે છાશનું વલોણું ઘુમાવવા લાગી. સાસુજીએ ઉઠીને નવી વહુને ધૂળરાખમાં રોળાતી દેખી.

“ અરે દીકરા, આવીને તરત તે કાંઇ વાસીદાં હોય ? મેલી દે સાવરણી. હમણાં તો બેટા, તારે ખાવાપીવાના ને હરવાફરવાના દિ’ કેવાય.”

"ના ફુઈ, મને કામ વગર ગોઠે નહિ. પાંચ દિ' વેલું કે મોડું, કરવું તો છે જ ને !"

વહુના હાથ અડયા ત્યાં ત્યાં જાણે મોતીડાં વરસ્યાં. સાસુ ને નણંદો તો હોઠે આંગળી મેલીને ટગર ટગર જોઈજ રહી, કે ઓહોહો ! કેવી ચતુર વહુ આવી છે !

પણ વચ્ચેવચ્ચે વહુના હાથમાં સાવરણી ને નેતરાં થંભી જાય છે. વહુને કોઈ બોલાવે તો એ સાંભળતી નથી. આંખો કોણ જાણે ક્યાંય ફાટી રહે છે. એ વાતનું ધ્યાન કોઈને નથી રહ્યું.

જમવાટાણું થયું છે. સાસુએ હોંશે હોંશે જુઈનાં ફુલ જેવા ચોખા રાંધ્યા છે. "વહુ, દીકરા, થાકી ગઈ હઈશ, માટે બેસી જા ફળફળતા ચોખા ખાવા."

ચોખામાં તપેલી ભરીને ઘી રેડયું. દળેલી સાકર છાંટી. પણ કોણ જમે ! વહુ તો બેઠી બેઠી લવે છે કે

ઉનાં ફળફળતાં ય, ભોજનિયાં ભાવે નહિ;
હેતુ હૈયામાંય, દાઝે સૂતલ દેવરો.

"અરે રે, ઉનાં ભોજન તો હું શી રીતે જમું ? મારા અંતરમાં દેવરો સૂતો છે, તેની કોમળ કાયા એ ઉના કોળીઆથી કયાંઇક દાઝી જાય તો ?"

એવી વ્હાલાની વિજોગણ એક બાજુથી ખાતી પીતી નથી, ને બીજી બાજુ કુળધર્મનું જતન કરવાનું કયાંયે ચૂકતી

નથી. પણ દિવસ પછી દિવસ વીતતા ગયા, અંતરના ઉત્પાત સંતાડવા આલણદે બહુ બહુ મથી. તોયે એનું ચિત્તભ્રમ ઉઘાડું પડવા લાગ્યું. મોતીની ઇંઢોણીને માથે ત્રાંબાની હેલ્ય મેલી સૈયરોના સાથમાં પાદરને કુવે પાણી ભરવા જાય છે, બધી સૈયરો આઠઆઠ બેડાં ભરીને ચાલી જાય છે, તો યે આલણદેની એક પણ હેલ્ય હજી ભરાતી નથી. પાણીમાં જાણે કે દેરાનો પડછાયો પડ્યો હોય, ઝાડવામાં જાણે દેવરો પારેવું બનીને ઘૂઘવાટા કરતો હોય, વાદળાંમાંથી જાણે દેવરો આંસુડાં વરસાવતો હોય, દિશાઓ જાણે દેવરાની ઘવાયલી છાતીના રૂધિરથી રંગાઇને રાતી થઈ ગઇ હોય, એવી કલ્પના કરતી કરતી આલણદે ઉભી રહે છે. સીંચણ હાથમાં થંભી રહે છે. એમ ને એમ દિવસ આથમે છે. કુવામાં પડ-છાયો દેખાતો બંધ થાય છે, પારેવાં ઘુઘવાટા મેલીને માળામાં લપાય છે, વાદળાં વિખરાય છે, ને દિશાઓ ઉપર અંધારાના પડદા ઉતરે છે, ત્યારે આલણદે ઠાલે બેડે ઘરે આવે છે, અને સાસુના ઠપકા સાંભળીને લવે છે કે

સીંચણ ચાળીસ હાથ, પાણીમાં પૂગ્યું નહિ;
વાલ્યમની જોતાં વાટ, દિ' અથમાવ્યો દેવરે.

"હે બાઇજી! સીંચણ તો ઘણુંય ચાળીસ હાથ લાંબું હતું. પણ પાણીને પહોંચ્યું જ નહિ. મારો દિવસ તો દેવરાની વાટ જોવામાં જ આથમી ગયો."

નિસાસો નાખીને સાસુ બોલ્યાં કે " અરેરે ! આ હરાયું ઢોર આંહી ક્યાંથી આવ્યું ? આનું તો ફટકી ગયું લાગે છે. આ તો મારૂં કુળ બોળાવવાની થઇ ! "

[ ૬ ]

સાજણ ચાલ્યાં સાસરે, આડાં દઇને વંન;
રાતે ન આવે નિંદરા, દિ'નાં ન ભાવે અન્ન.
દિ'નાં ન ભાવે અન્ન તે કોને કહીએ !
વાલાં સજણાંને વેણે વળગ્યાં રહીએ.

§

સાંજનું ટાણું છે. દેવરો પોતાના ઘરની ઓસરીએ બેઠો છે. ડોસી આવીને પૂછે છે કે

" ગગા, આજ તો તારા સારૂ જારનો ખીચડો મેલું છું. ભાવશે ને ? "

" માડી, મને ભૂખ નથી લાગી."

" ભૂખ કેમ ન લાગે બેટા ? ફડશ રોટલો લઇને સીમમાં ગયો'તો, એમાં શું પેટ ભરાઇ ગયું ? "

" પણ માડી, હમણાં મને પેટમાં ઠીક નથી રહેતું."

" બાપુ ! ગઇ વાતને પછેં ભવ બધો સંભાર્યા જ કરાય છે ? હવે તથ્યા મેલી દે ને એ વાતની ? "

" ના મા, એવું કાંઇ નથી." એટલું બોલતાં દેવરાને ગળે ડુમો ભરાઇ આવ્યો.

દેવરાની બે જુવાન બહેનો ઓસરીના ખારણીઆમાં ખીચડો ખાંડતી હતી તેની આંખમાં પણ ભાઇનું ગળેલું શરીર જોઇજોઇને જળજળીઆં આવી ગયાં.

"ઠીક માડી, ખીચડો કરજો. સહુ ભેળાં બેસીને આજ તો ખાશું."

"બસ મારા બાપ!"

ડોસીને તો જાણે બારે મેઘ ખાંગા થઇ ગયા.

બરાબર એ ટાણે એક બાવો ને બાવણ એકતારો વગાડતા ચાલ્યાં આવે છે, ને એના ભજનનાં વેણ સાંભળીને દેવરાના કાન ચમકે છે:—

પેલા પેલા જુગમાં રાણી! તું હતી પોપટી ને,
અમે રે પોપટ રાય, રાજા રામના.
ઓતરા તે ખંડમાં આંબલો પાકયો ત્યારે,
સૂડલે મારી મને ચાંચ, રાણી પીંગલા!
ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને,
તું ય નો હાલી મોરી સાથ રાણી પીંગલા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના!

દેવરાને ભજન બહુ પ્યારૂં લાગ્યું. એણે બાવા–બાવણને બોલાવી પોતાની ઓસરીએ બેસાડયાં. ભજન આગળ ચાલ્યું:–

બીજા બીજા જૂગમાં રે તું રાણી મૃગલી ને
અમે મૃગેશર રાય, રાજા રામના.

વનરા તે વનમાં સાંધ્યો પારધીડે ફાંસલો ને,
પડતાં છોડયા મારાં પ્રાણ રાણી પીંગલા!

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તોય નો આવી તું મોરી પાસ રાણી પીંગલા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના!

સાંભળી સાંભળીને દેવરાની છાતી વીંધાવા લાગી:—

ત્રીજા ત્રીજા જૂગમાં રે તું રાણી બામણી ને,
અમે હતા તપેસર રાય, રાજા રામના.

કંડળિક વનમાં રે ફુલ વીણવા ગ્યાં'તાં મને
ડસીયલ કાળુડો નાગ, રાણી પીંગલા!

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને,
તોય ન આવી તું મોરી પાસ રાણી પીંગલા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના.

ચોથા ચોથા જૂગમાં રે તું રાણી પીંગલા ને,
અમે ભરથરી રાય રે.

ચાર ચાર જુગનો ઘરવાસ હતો જી રે,
તોય નો હાલી તું મોરી સાથ, રાણી પીંગલા.
દનડા સંભારો ખમ્મા! પૂરવ જનમના સે'વાસ રે!

આડોસીપાડોસી તમામ ભજન ઉપર થંભી ગયાં છે. દેવરા જેવો વજ્રની છાતીવાળો જુવાન પણ આંસુડાં વહાવી રહ્યો છે. ઘરમાં ઘરડી મા રડે છે, ઓસરીમાં જુવાન બે બ્હેનો રૂવે છે, પાલવડે આંસુડાં લૂછતાં જાય છે, "તોય નો આવી તું મોરી પાસ" ના પડઘા ગાજી રહ્યા છે, તે વખતે વેલ્યની ઘુઘરમાળ રણુકી, અને ડેલીએ જાણે કોઇએ પૂછ્યું કે "દેવરા આયરનું ઘર આ કે ?"

પોતાનું નામ બોલાતાં તૂર્તજ દેવરો ડેલીએ દોડયો અને કોઇ પરદેશી પરોણાને દેખીને, ઓળખાણ નહોતી છતાં વ્હાલું સગું આવ્યું હોય તેવે અવાજે કહ્યું,

"આવો બા, આવો, આ જ ઘર રામધણીનું, ઉતરો."

ઠેકડો મારીને ગાડાખેડુ નીચે ઉતર્યો. બે ય જણા બંને હાથ દઇને ભેટયા. બળદનાં જોતર છોડી નાખ્યાં. મહાદેવના પોઠીઆ જેવા રૂડા, ગરૂડના ઇંડા જેવા ધોળા અને હરણ જેવા થનગનતા બે બળદોને, અમુલખ ભરતભરેલી ઝૂલ્યો ઉતારી લઇને દેવરે ગમાણમાં બાંધી દીધા. નાગરવેલ્ય જેવું આષાઢ મહિનાનું લીલું ઘાસ નીર્યું. ગળે ઘુઘરમાળ બાંધેલી તે ગજવતા બેય બળદ ખડ બટકાવવા મંડયા. અને પછી હીંગળોકિયા માફાનો પડદો ઉંચો કરીને કંકુની ઢગલીઓ થાતી આવે તેવી પાનીઓવાળી એક જોબનવંતી સ્રી નીચે ઉતરી.

વેલ્યનો ગાડાખેડુ મોખરે ચાલ્યો, સ્ત્રીએ પાછળ પગલાં દીધાં. અજાણ્યો ગાડાખેડુ ઓસરીએ ચડયો અને ડોસીને ટૌકો કર્યો,

" આઈ, આ અમારી બેનને પોંખી લ્યો."

ચકિત થાતાં ડોસી બહાર આવ્યાં. આ બેન કોણુ ? પોંખણાં શેનાં ? આ ગાડાખેડુ કયાંનો ? કાંઇ સમજાતું નથી. ગાડાખેડુતે પોતાની સાથેની સ્ત્રીને કહ્યું,

"બોન, બાપ, સાસુને પગે પડ."

યુવતીએ ડોસીના પગમાં માથું ઢાળી દીધું. વગર-ઓળખે ડોસીએ વારણાં લીધાં, દેવરાની બન્ને બ્હેનો મહેમાનને ઘરમાં લઇ ગઇ. અને દેવરો તો ઓસ-રીએ આવીને ઢોલરા સામે ચકળ વકળ તાકી જ રહ્યો.

"ઓળખાણુ પડે છે? " ઢોલરાએ પૂછ્યું.

"થોડી થોડી ! તાજાજ જોયા હોય એવી અણુ-સાર છે."

"હું ઢોલરો, દેવરા ! તારૂં હતું તેને હું ચોરી ગયેલો. તે આજ પાછું દેવા આવ્યો છું."

"શું ભાઇ ?"

"તારૂં જીવતર : તારી પરણેતર."

"મારી પરણેતર !"

"હા બાપ, તારી પરણેતર. દેવતાની સાખે તને વરેલી ઇ તારી પરણેતર. મેં તો ભૂલથી વેચાણુ લીધેલી. વહેવારને હાટડે માનવી વેચાતાં મળે છે, પણ માન- વીએ માનવીએ ફેર છે એની મને જાણુ નહોતી દેવરા!"

"આયર ભાઇ!" એટલુંજ બોલાયું. દેવરાની છાતી ફાટવા લાગી.

"દેવરા, જરાય અચકાઇશ મા. પરણ્યો ત્યારથી જ એ તો માની જણી બેન રહી છે. તેત્રીસ કરોડ દેવતા સાખ પૂરે છે."

કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં હતાં તેને લૂછતો લૂછતો દેવરો કાંઇક વિચારે ચડી ગયો. પછી મનમાં કાંઇક નક્કી કર્યું હોય, એવે અવાજે પોતાની માને સાદ પાડયો,

"માડી! બેય બોનુંને પાનેતર પહેરાવો અને કટંબને બોલાવો, ઝટ કરો. સમો જાય છે."

ઢોલરો ચેત્યો. "અરે ભાઇ, આ તું શું કરછ? હું આટલા સારૂં આવ્યો'તો?"

"ઢોલરા, તેં તો એવી કરી છે કે મારૂં ચામડું ઉતરડી તારી સગતળીયું નખાવું તોય તારો ગણુ ન જાય. અને તારા જેવા આયરને મારી બોનું ન દઉં તો હું કોને દઇશ?"

"પણ ભાઇ, બે—"

"બોલ મા, બાર હોત તોયે ઓછી પડત."

> ઢીકરીયું દેવાય, વઉવું દેવાય નહિ,
> એક સાટે બે જાય, ઢાલ માગે તો ય ઢોલરો.

"ઢોલરા, ભાઇ, દીકરીઓ તો દેવાય, પણ પોતાની પરણેતરને પાછી આણીને સોંપી દેવી, એ તો મોટા જોગીજતિથી યે નથી બન્યું. હું બે આપું છું, તો પણ તારૂં લેણું તો મારા ઉપર ચડેલું જ જાણજે."

ઘડીમાં લગન લેવાણાં. ચડોચડ બે માંડવા નખાણા. એકમાં દેવરા અને આણલદેની જોડ બેઠી; બીજામાં ઢોલરા અને દેવરાની બે બ્હેનોની ત્રિપુટી બેઠી. જોડાજોડ વિવાહ થયા. અને પછી તો એ પાંચ છોકરાં, ને છઠ્ઠી ડોસી, છયે માનવીની છાતીઓમાં સુખ ક્યાંય સમાયાં નહિ, છલકાઇ ગયાં. સહુએ સાથે બેશીને જારનો ખીચડો ખાધો.



# દસ્તાવેજ

ગરાસીઆના દીકરાને માથે આજ આભ તૂટી પડ્યો છે. સાસરેથી સંદેશો આવ્યો છે કે 'રૂપીઆ હજાર લઈને જેઠ સુદ બીજે હથેવાળે પરણવા આવજે. રૂપીઆ નહિ લાવે, કે બીજની ત્રીજ કરીશ તો બીજાની સાથે ચાર ફેરા ફેરવી દેશું.' વાંચતાંની વાર જ જુવાને સ ડ ડ ડ નિસાસો મેલ્યો.

વેશવાળ તૂટશે? પાંચ પાંચ વરસનાં ધૂળમાં રમતાં હતાં ત્યારથી પંદર પંદર વરસ સુધી જેનું ધ્યાન ધરેલું તે રાજબા શું આજ બીજાને જાશે? નબાપા, નમાયા અને નિરાધાર એ રજપૂતની તાજી ફૂટેલી મોસર ઉપર મોવાળે મોવાળે પરસેવાનાં ટીપાં વળી ગયાં.

બાપની આખી જાગીર ફના થઈ ગઈ હતી. વારસામાં એને એક ખોરડું મળ્યું હતું અને બીજુ મળ્યું હતું આ બાળાપણનું વેશવાળ. આશા હતી કે સુખની

ઘડીઓ ચાલી આવે છે; આશા હતી કે એના નિસ્તેજ અને સુના ઓરડામાં અલબેલી ગરાસણી આવીને જુનાં વાસણો માંજશે; રૂપાળી માંડછાંડ કરશે; મહિયરથી પટારો ભરીને કરીઆવર લાવશે; અને મામો મનેયે પહેરામણી કરશે. પણ કાગળ વાંચ્યો ત્યાં તો ગરાસીઆના મસ્તકમાંથી એ ગરાસણીના લાડકોડ, માંડછાંડ, ગારઓળીપા, કરીઆવરના પટારા અને પહેરામણી, બધાયે જાણે શરદના મેઘાડમ્બરની માફક વીંખાઇ ગયાં. પૂર્વજોનું લોહી એની રગેરગમાં દોડવા લાગ્યું. મસ્તકમાં ભણકારા બોલવા લાગ્યા કે "મારી બાઇડી બીજે જાય ! એ કરતાં તો મોત ભલું. મારૂં ! મારૂં !" પણ કોને મારે ? કાટેલી તલવારને સજાવવાના યે પૈસા નહોતા.

જે વાણીઆને ત્યાં એની જાગીર મંડાણમાં હતી તેના ચરણ ઝાલીને ગરાસીઓ કરગરી ઉઠયો "કાકા, આજ મારી લાજ રાખો. મારૂં મોત બગડશે. મારી બાયડી જાશે તે પહેલાં તો મારે ધડ માથેથી માથું પણ વધેરવું પડશે. કાકા, એક હજાર આપો. મારી જાત વેચીને પણ ભરી દઇશ. આ ભવ નહિ અપાય તો આવ્યે ભવ તમારે પેટે જન્મ લઇને ચુકવીશ."

વાણીઓ પીગળ્યો નહિ. રજપૂત આ વેપારીના હાથ ઝાલીને રગરગ્યો. એની રાજબાને જાણે કે પોતાની નજર સામેજ કોઇ હાથ પકડી ખેંચી જાતું હતું.

કાકાએ કાગળ લીધો. કૈંક લખ્યું. "લ્યો ભા, કરો આમાં સહી. અમારૂં તો વળી જે થાય તે ખરૂં."

કાગળ વાંચીને રજપૂતનું લોહી થીજી ગયું. એમાં લખ્યું હતું કે "રૂપીઆ એક હજાર પૂરા ન ભરૂં ત્યાં સુધી બાઇડીને માબ્હેન સમજીને વર્તીશ."

રજપૂતે દસ્તાવેજ ઉપર દસ્તખત કર્યા. એની આંગળીઓ કાંપી રહી. રૂવાડાં રેબઝેબ થઇ ગયાં. દસ્તાવેજની નકલ લઇને રૂા. એક હજાર સાથે એ ચાલ્યો ગયો.

અને રાજબા એના મહિયરમાં બેઠીબેઠી શું કરે છે? ભરથારનાં સ્વપ્નાં જોવે છે. જાણે આરસપાણમાંથી કોઇ કારીગર પોતાની મનમાની પ્રતિમા કંડારતો હોય, તેમ એ બેઠી બેઠી પોતાના ગરીબ કંથની ચીંથરેહાલ મૂર્તિને અંતરમાં ચિંતવ્યા કરે છે. પિયરમાં હવે એને ગોઠતું નથી. એને હૈયે પોતાના ઘરની ભૂખ લાગી છે.

જેઠ સુદ બીજનો આભમાં ઉદય થયો, તે વખતે જમાઇરાજે સાસરે આવીને ભર ડાયરા વચ્ચે કોથળી મૂકી કહ્યું "લ્યો મામા! આ રૂપીઆ."

આખા ડાયરાને ખબર પડી કે સાસરાએ ગરીબ જમાઇને આપઘાત કરવા જેવો મામલો ઉભો કર્યો હતો. ફીટકારો દેતા દેતા ગરાસીઆ ડાયરામાંથી ઉભા થઇ ગયા. સાસરીઆનાં મ્હોં શ્યામ બન્યાં અને ઓરડાને

ખુણે આંખોમાંથી શ્રાવણુ ભાદરવો વરસાવતી કન્યા કંપવા લાગી કે "નક્કી મારાં માવતરનું વેર મારો ધણી મારા ઉપરજ ઉતારશે !"

[૨]

**સા**સરાના ગામનાં ઝાડવાંને છેલ્લામાં છેલ્લા રામ રામ કરી, રજપૂતાણીને વેલડામાં બેસાડી, રજપૂત પોતાને ઘેર લઇ ગયો. થડકતે હૈયે રજપૂતાણી ઓરડામાં દાખલ થઇ. એ ઘર નહોતું, સ્મશાન હતું. જેને લુગડે જરીએ રજ નહોતી અડી, એવી લાડમાં ઉછરેલી જોબનવંતીએ આવીને તરત હાથમાં સાવરણી લીધી. સાસુસસરા કે દેરનણંદ વિનાના આ સૂનકાર ઘરને વાળ્યું. ફરી ફરી વાળ્યું. ઓરડો આભલા સરીખો ચકચકી ઉઠયો. વીસ પચીસ વરસ પૂર્વે પોતાનાં સાસુએ હાથે ભરેલા હીરના ચંદરવા ભીંતો ઉપર લટકતા હતા. એના ઉપર ઝાપટ મારીને રજ ખંખેરતાં તો ઓરડામાં હજારો નાનાં આભલાંનો ઝગમગાટ છવાઇ ગયો.

જ્યાં જ્યાં આ નવી નારીની આંગળીઓ અડકી ત્યાં ત્યાં જાણે અમૃત નીતર્યાં. રાતે સ્વામીને મોતીનો વીંઝણો ઢોળતાં ઢોળતાં રજપૂતાણીએ થાળી જમાડી. ધરતી ઢાળું મોઢું રાખીને અબોલ રજપૂતે વાળુ કરી લીધું. પિયરથી આણુમાં આણેલી આકોલીઆના રૂની રેશમી તળાઇ બિછાવીને તલના તેલનો ઝાંખો દીવડો

બાળતી રજપૂતાણી પથારીની પાંગત ઉપર વાટ જોતી બેઠી. સ્વામી આવ્યો; પથારીમાં તલવાર ખેંચીને પોતાની અને રજપૂતાણીની વચ્ચે ધરી દીધી. એ સૂતો. પથારીને બીજે પડખે રજપૂતાણીએ પણ પોતાની હેમ સરખી પાતળી કાયા લંબાવી.

બેયનાં નયનો સામસામાં તગમગતાં એક બીજાનું ધ્યાન ધરી રહ્યાં છે. બેય હૈયાં જાણે સામસામાં ધમણ ફુંકી ફુંકીને એકબીજાને હુંફાવી રહ્યાં છે. બેયના આત્મારામ જાણે સામસામા અબોલ સવાલો કરી રહ્યા છે. પણ વચ્ચે ઉઘાડી તલવાર પડી છે; નાનકડી તલવાર: કરોડો ગાઉનું જાણે અંતર.

એવી એવી એક પછી એક રાત વીતવા લાગી. આખો દિવસ એકબીજાની આંખમાંથી અમીના ફુવારા છુટે છે. અબોલ પ્રીતડી એકબીજાના અંતરમાં સાત તાળીની રમતો રમે છે. અને છતાં યે રાતની પથારીમાં કાળી નાગણી શી નાગી તલવાર કાં મૂકાય ? રજપૂતાણી આ સમસ્યા કેમે ય કરીને ઉકેલી ન શકી. એણે જોયું કે ઠાકોરના આચરણમાં પોતાના પ્રત્યે રીસની એકે ય નિશાની નથી. સાથેજ પોઢવા આવે છે. કાંઇ પરીક્ષા કરતો હશે ? મરદાનગીમાં કાંઇ ખામી હશે ? કાંઇ મંત્ર સાધતો હશે ? કાંઇ ન કળાયું. હૈયું વાધાવા લાગ્યું. અમીનો કટોરો જાણે હોઠ પાસે આવીને થંભી ગયો છે.

એક, બે, ને ત્રણ રાતો વીતી. ચોથી રાતે ઠાકોર આવ્યા. સૂતા. રજપૂતાણી ભીંતને ટેકો દઇને ઉભી રહી. અધરાત થઇ તો યે જાણે આંખનો પલકારો માર્યા વિના, મીણની આકૃતિ જેવી એ ઉભી છે. ઠાકોર બોલ્યા "કેમ ઉભાં છો?"

ડળક ડળક ડળક આંસુ પાડીને રજપૂતાણીની આંખોએજ મુંગો ઉત્તર દીધો.

"કેમ આંસુ પાડો છો? પિયરીયું સાંભરતું હશે!"

"બહુ થયું. ઠાકોર, હવે તો હદ થઇ. પિયરીઆંનું વેર શું હજુ યે નથી વળી રહ્યું?"

"તમારે કહેવું છે શું?"

"તમે રજપૂત છો, તેમ હું પણ રજપૂતાણીનું દૂધ ધાવી છું. આખું જીવતર તરવારનાં અંતર રાખોને! નહિ બોલું."

"ત્યારે આ શું કરો છો?"

"ફક્ત તમારા અંતરનો ભેદ જાણવા માગું છું. આડી આવતી હોઉં તો ખસીને મારગ દઉં."

"શેનો ભેદ?"

"આ મારી શોકય તરવારનો."

"રજપૂતાણી, ત્યારે સાંભળો. તમારા બાપુએ મારો સંસાર ધરાણે મૂકાવ્યો છે."

એ આખી વાત સાંભળતાં તો રાજબાની આંખો, દીવામાં નવું તેલ પૂરાય તેમ ઉજળી બની ગઇ. એનાથી બોલાઇ ગયું: "રંગ છે તારી જનેતાને રજપૂત! એમજ હોય. વાંધો નહિ."

ચોરે બેસી બેસીને ઠાકોર બે પહોર દિ' ચડયે છાશ પીવા આવ્યા. પોતે પરોવેલાં મોતીનો નવરંગી વીંઝણો ઢોળતી ઢોળતી રજપૂતાણી પડખે બેઠી અને બોલી: "હવે આમ કયાં સુધી બેસી રહેશો?"

"ત્યારે શું દોટાદોટ કરૂં?" રજપૂત તિરસ્કારથી હસ્યો.

"આ લ્યો!" કહીને રજપૂતાણીએ પોતાના અંગ ઉપરથી સૌભાગ્યની બે ચુડલીઓ સિવાયના તમામ દાગીનાનો ઢગલો કર્યો.

ઠાકોર એ ઢગલા સામે જોઇને બોલ્યો: "આનું શું કરૂં? કરજ ચૂકાવી નાખું? બસ, ધીરજની અવધી આવી ગઇ? રજપૂતાણી! બાયડીનાં પાલવડાં વેચીને વ્રત છોડવાં એનું નામ વ્યભિચાર કહેવાય, સમજ્યાં?"

"ઉતાવળું બોલી નાખો મા, ઠાકોર! આમાંથી બે ઘોડીયું લ્યો, બબ્બે જોડય મરદના પોશાક કરાવો, ને બે જોડય હથીઆરની લાવો."

"બીજી જોડ્ય-કોને માટે?"

"મારે માટે."

"તમારે માટે?"

"હા, હા, મારે માટે. નાની હતી ત્યારે બહુ પહેર્યાં છે. બાપની તરવારો ઘરમાં છાનીમાની સમજી છે. હથીઆરો અંગે સજીને કાળી રાતે મેં એકલીએ ઘરની ચોકી કરી છે. આજ સુધી છોકરાંની રમતો રમતી હતી. હવે સાચો વેષ સજીશ. તમારો નાનેરો ભાઇ બનીશ."

રજપૂત જોઇ રહ્યો: "આ તે બાયડી કે જોગમાયા?"

[૩]

અંગે વીરનાં વસ્ત્રશસ્ત્રો સજીને બેય ઘોડેસવાર કોઇ મોટા રાજ્યની નોકરી ગોતવા નીકળ્યા છે. બેયનાં ભાલાં આભને ટેકો દેતાં દેતાં, ને સૂરજનાં કિરણો સાથે પ્રીતડીની રમત રમતાં રમતાં ડોલ્યે આવે છે. વિધાતા પણ પલવાર વીમાસણમાં પડી જાય, કે આને મેં નર બનાવેલ કે નારી! એવી એ રાજબાની સુરત બદલી ગઇ છે. આંખમાંથી જાણે લાલ ચણોઠી જેવાં લોહી નીતરે છે. મુખ ઉપર ક્ષત્રીવટની ઝાળ સળગે છે. સાવઝ ડણુક દેતો હોય એવો અવાજ ગાજે છે.

રાજધાનીના દરવાજામાં બેય ઘોડાં નાચ કરતાં કરતાં દાખલ થયાં હતાં તે વખતે જ બાદશાહ સલામતની સવારી સામી મળી. વિધાતાની આ બે કરામતોને દેખી બાદશાહ ફિદા બની ગયો. પૂછ્યું "કોણ છો?"

"રજપૂત છીએ."

"કેમ નીકળ્યા છો ?"

"શેર બાજરી સારૂ."

"આંહી રહેશો ?"

બેય જણાએ માથું નમાવ્યું.

"સગા થાઓ છો ?"

"હા નામવર. મામાઇફુના."

બેય રજપૂતની ચાકરી નોંધાણી.

* * *

શિકારની સવારીમાં, બાદશાહના હાથી ઉપર જે વખતે ઝખ્મી થએલા સાવઝે કારમી તરાપ મારી, તે વખતે બેહિસ્તના દરવાજાની અને બાદશાહની વચ્ચે એક જ તસુનું અંતર હતું. પચાસ રક્ષકોની તલવારો થરમાતી ઉભી હતી. ત્યારે વખતસર એ સાવઝના ડાચામાં કોનું ભાલું પેસી ગયું ?

એ ભાલું રાજબાનું હતું. સાવઝ સોંસરવો વીંધાઇ ગયો.

તે દિવસથી બેય રજપૂતોને બાદશાહના શયન-ગૃહની અટારીનો પહેરો સોંપાયો. આખી રાત ચોકી દેતાં દેતાં એ રજપૂતોને એક વરસ વીત્યું, હજુ રૂપીઆ હજારનો જોગ નહોતો થયો.

આષાઢનીં એ મેઘલી રાત ગળતી આવે છે. જાણે વરસવરસનાં વિજોગી વાદળાં આભમાં અણધાર્યાં સામાં મળ્યા છે અને એક બીજાના ગળે બાથ ભીડીને પથારીમાં પોઢયાં છે. પ્રેમીનાં નયણુંમાંથી આંસુ નીતરતાં હોય તેવા વરસાદનાં ફોરાં ટપક ટપક ધરતી ઉપર પડે છે. એ મધરાતનાં મુંગાં મધુરાં આલીંગન જાણે કે કોઇ જોતું નથી. માત્ર કોઇ કોઇ નાનકડું ચાંદરડું જ એ મેઘાડમ્બરના મહેલની ઝીણીઝીણી ચીરાડમાંથી એની તોફાની આંખ તગમગાવીને નિરખતું નિરખતું મલકી રહ્યું છે. તમરાંના લહેકારની સુરીલી જમાવટ વાદળાંની ઘેરાતી આંખોમાં મીઠી નીંદર ભરી રહી છે. એકબીજાંની બચ્ચી લેવાતાં પ્રીતિની ધગધગતી ગરમી પરઝળી ઉઠે તેવી જાણે કે વિજળી ઝળકે છે. સામસામાં હૈયાં દબાતા "હાશ ! હાશ !" ના જે ઉદ્ગારો વછૂટે, તે જાણે કે ધીરા ગડગડાટને રૂપે આખા વિશ્વને કાને પડે છે.

તેવે વખતે ઝરૂખાની પરસાળમાં ચોકી દેતા એ રાજપૂતોની કેવી ગતિ થઇ રહી હતી ! થાંભલી-ને ટેકો દઇને ઉભેલા ઠાકોરની આંખ જરાક મળી ગઇ. હાથમાં ભાલાં સોતો એ ઉભો ઉભોજ જામી ગયો છે. ઠકરાણી એકલી ટેલે છે. એની આંખો આભમાં મંડાઇ ગઇ છે. એને સાંભર્યું કે આષાઢ આવ્યો. બીજો

આષાઢ આવ્યો. બારબાર મહિના વીત્યા. આખા સંસારમાં આજ જાણે કોઇ એકલું નહિ હોય ! વિજોગણુ હું જ એકલી ! રંગભીનો સામે ઉભો છે તો યે જાણે હજાર જોજન આઘે ઉભો છે.

વાદળાંના ગડગડાટ સાંભળ્યા. વીરાંગના કોઇ દિવસ નહોતી ડરી, સાવઝની ત્રાડથી નહોતી ડરી, તે આજે ડરી. દોડી સ્વામીને ભેટવા. તસુ એકનું જ અંતર રહેતાં થંભી. પચાસ ગાઉ આઘેના એક નાના ગામડામાંથી વાણિઆએ જાણે આંચકો માર્યો. આખો સંસાર જાણે એને ધક્કો મારવા ધસી આવ્યો. એ ઉભી રહી. સુતેલા કંથના મ્હોં ઉપર એણે શું જોયું ? કદિ નહોતું જોયું તેવું રૂપ : વિજોગી, વેરનાભર્યું અને રીબાતું રૂપ.

રજપૂતાણી પાછાં ડગલાં દેવાં લાગી. રૂપ જોતી જાય, પાછાં ડગલાં દેતી જાય, અને વાદળાંની મસ્તી સાંભળીને જાણે એના પગ ધરતી સાથે જડાતા જાય.

વીરત્વ બધું જાણે એની છાતી ભેદી, બખ્તર ભેદી, નિસાસાને રૂપે બહાર આવ્યું. એક નિસાસો ! એકજ ! નિસાસો કેટલો તોલદાર હશે ! ધરતી ઉપર જાણે ધબ દઇને નિસાસો પડયો. આભમાં અજવાળું હોત તો એ નિસાસો નજરે પડત.

કઠોડા ઉપર હાથની કોણી ટેકવી અને હથેળીમાં ડોલર જેવું મોઢું માંડીને રજપૂતાણી ઉભી રહી. બપૈયો

જાણે સામેથી કંઇ સમશ્યાનો દુહો બોલ્યો. પિયુ! પિયુ! પિયુ! ના પડછંદા ગાજી ઉઠયા. ઠકરાણીએ સમશ્યાના જવાબમાં દુહો ઉપાડયો. સાતસાત આકાશનાં અંતર જાણે ભેદાવા લાગ્યાં: મેહુલાની ધારાઓ જળતરંગ વગાડે છે તેની સાથે દુહાના સૂર એકરસ થઇ ગયા:

દેશ વીજાં, પિયુ પરદેશાં, પિયુ બંધવારે વેશ,
જે દિ' જાશાં દેશમેં, (તે દિ')બાંધવ પિયુ કરેશ.

[મારા દેશમાં આજ વિજળી થાય છે. પણ પ્રિયતમ તો પરદેશમાં છે. અરે! મારી પડખેજ છે પણ મારા ભાઇના વેશે! જે દિવસ રૂપિયા કમાઇને દેશમાં જશું ત્યારેજ એને બાંધવ મટાડી પતિ બનાવીશ. ત્યાં સુધી તો ભાઇબ્હેનનાં સગપણ સમજવાં.]

[ ૪ ]

**સ**વાર પડ્યું. હૈયામાં વાત સમાતી ન હોય તેમ હુરમે બાદશાહની આંખો ઉઘડતાંજ વાત કરી કે "આ બે રાજપૂતોની અંદર કાંઇક ભેદ છે."

"એમ? શું? કટકા કરી નાખું."

"ના ના, કટકા કરવા જેવો નહિ, કટકા સાંધવા જેવો ભેદ છે, આ જોડીમાં એક પુરુષ છે, બીજી સ્ત્રી છે. વચ્ચે કોઇ ગુપ્ત વિજોગ છે."

"દિવાની થા મા, દિવાની! જોતી નથી, બેઉની આંખોમાંથી અંગારા ઝરી રહ્યા છે?"

"પરીક્ષા કરો. પછી કોણ દિવાનું છે તે જોશો."

"તેં શા પરથી જાણ્યું ?"

"મધરાતે મારી આંખોમાં નીંદર નહોતી. મેં અટારીમાંથી એક ઉંડો નિસાસો સાંભળ્યો. દિવાલો પણ એ નિસાસાના અવાજથી ધબકી રહી હતી. એક દુહો પણ એ બોલી. એવો દુહો ફક્ત ઓરતના હૈયામાંથીજ નીકળી શકે."

"શી રીતે પારખું કરી શકાય ?"

"એ રીત હું બતાવું, બેઉ જણાને આપની પાસે દૂધ પીવા બોલાવો. એમની સામેજ દુધની તપેલી આગ ઉપર મેલાવો. દુધ ઉભરાવા દેજો. ઢોળાવા દેજો. એમાંથી જે રજપૂત એ દુધ ઉભરાતું જોઇને આકુળો બને, તેને ઓરત સમજજો. ઓરતનો જીવજ એવો છે, કે દુધ ઉભરાતું જોઇને એની ધીરજ નહિ રહે. મરદ એની પરવા પણ નહિ કરે. આ નિશાની એ ઓરતથી છુપાવી નહિ શકાય. ગાફલ બનીને ઉઘાડી પડી જશે."

બાદશાહે બેઉ રજપૂતોને બોલાવ્યા. દુધ મુકાવ્યું. દૂધમાં ઉભરો આવ્યો.

ગઇ રાતે જેના અંતરના બંધ તૂટી પડયા હતા, તે વિજોગણ રજપૂતાણી પોતાના પુરુષ–વેશનું ભાન

હારી બેઠી. આકૂળ વ્યાકૂળ બનીને બોલી ઉઠી; "એ ...એ દૂધ ઉભરાય !"

રજપૂતે એના પડખામાં કોણી મારીને કહ્યું કે "ચુપ ! આપણા બાપનું કયાં ઉભરાય છે ?"

પણ ભેદ બહાર પડી ગયો. બાદશાહ બન્નેને હુરમના ખંડમાં તેડી ગયો. હુરમે મ્હોં મલકાવીને પૂછ્યું : "બોલો બેટા, તમે બન્ને કોણ છો ? સાચું કહેજો. બીશો નહિ. મારૂં અભયવચન છે."

ગરાસણીના ગાલ ઉપર શરમના શેરડા પડી ગયા. એનાં પોપચાં ઢળી પડ્યાં. ઉઠીને એણે અદબ કરી. દિવાલની ઓથ આડે એણે પોતાની કાયા સંતાડી દીધી.

ગદ્દગદ્દ કંઠે ગરાસીઆએ ખાનગી ખોલી. વાણીઆના દસ્તાવેજની વાત કહી. "વાહ રજપૂત ! વાહ રજપૂત !" ઉચ્ચારતો બાદશાહ મ્હોંમાં આંગળી નાખી ગયો. એણે કહ્યું "તમે મારાં બેટાબેટી છો. હું હમણાંજ તમારે ગામ વાણીઆને રૂપીઆ મોકલાવું છું. તમે બેઉ જણાં મારા બીજા મહેલમાં રહો. આજે મારે ઘેરથીજ ઘરસંસાર ચાલુ કરો."

ત્યાં તો હુરમ દોડી. પોતાની પાસે રાજપૂતાણીના મહામોલા પોશાક હતા તે લઇને હાજર કર્યા. ઠકરાણીને કહ્યું: "બચ્ચા, આ પહેરી લે."

બે જણાંની આંખમાં આંસુ વહેતાં થયાં. અંજલિ જોડીને બેઉ બોલ્યાં.

"અન્નદાતા, અમારાં સાચા માવતર તમેજ છો, પણ આંહી આ વાત નહિ બને. અમે પોતેજ જ્યારે વાણીઆની પાસે જઇને નાણાં ચુકવીએ, દસ્તાવેજનો કાગળીઓ હાથોહાથ લઇ ચીરી નાખીએ, ત્યારેજ અમારાં વ્રત છુટશે."

રજપૂત બેલડીને બાદશાહે ગાડાં ભરીભરી સરપાવ આપ્યો. ગામ તરફ વિદાય કર્યાં. વાણીઆનું કરજ ચૂકાવી, બધી જમીન છોડાવી, આ વ્રતધારી બેલડીએ તે દિવસે વિવાહની પહેલી રાત ઉજવી.

એ રાતની મીઠાશ બીજુ કોણ માણી જાણશે ?*

---

*કીનકેઇડ સાહેબે સિંધની કથા તરીકે આવી એક ઘટનાને પ્રગટ કરી છે. 'રાજવીર-કથા' નામની એક પૂરાણી ચોપડીમાં આ વાર્તાનો નાયક ઉમરકોટનો સોઢો, પૈસા ધીરનાર વાણીઓ જેસલમીરનો, અને આશરો આપનાર ઉદેપુરના રાણા: એ રીતનું નિરૂપણ છે. કોઇ એને મારવાડની તો કોઇ વળી સોરઠની ઘટના કહે છે. ચોક્કસ થતું નથી.

# આહિરની ઉદારતા

"આમ તો જુવો આયર!"

"કાં? શું છે?"

"આ જોડી તો જુવો! આ આપણો વિક્રમશી ને વહુ સોનબાઇ. અરે એની એકબીજાની માયા તો નરખો! મુવું, મને તો આંસુડાં આવી જાય છે."

"આયરાણી! અતિ હરખઘેલી કાં થઇ જા? અટાણુથી?"

"મને આપણું બાળાપણુ સાંભર્યું, આયર!"

બાદરને કાંઠે નાનું ગામડું છે: માગશર મહિનાના શિયાળુ સવારની મીઠી તડકીમાં ડોસો ને ડોસી બેઠાં છે. ફળીઆમાં બે છોકરાં એક વાછડીની કુણી ડોક

પંપાળે છે. બેય જણાં ઝાઝું બોલતાં નથી, પણ બેયની આંખો સામસામી હસી રહી છે. બુઢ્ઢાં ધણીધણીઆણી આ બાળકોને જોઈ જોઇ હરખથી ગળગળાં થાય છે.

ડોસાનું નામ વજશી ડોસો: ને ડોશીનું નામ છે રાજીબાઇ : જાતનાં આહિર છે. ભાદરકાંઠે ખેડનો ધંધો કરે છે. પૈસે ટકે ને વહેવારે સુખીઆં છે. આધેડ અવસ્થાએ એને દીકરો ને દીકરી અવતરેલાં. બીજું કાંઇ સંતાન નહોતું. એટલે બહુ બચ્ચરવાળોના અંતરમાં કદિ ન હોય તેવો આનંદ વજશી અને રાજીબાઇનાં હૈયાંને છલકાવતો હતો.

આજે એ અધૂરૂં સુખ પૂરૂં થયું હતું. કેમકે દીકરા વીકમશીની નાનકડી વહુ સોનબાઇ પોતાને માવતરથી સાસરે વાડની શેરડી ખાવા આવી હતી. પાંચેક ગાઉ ઉપરના ઢૂકડા ગામડામાં એક આબરૂદાર આહિરને ઘેર વીકમશીનું વેવીશાળ કરેલું હતું. સારે વારપરબે વજશી ડોસા સોનબાઇને તેડાવતા અને થોડા થોડા દિવસો રોકાઇને સોનબાઇ પાછી ચાલી જતી. વીકમશી દસ વરસનો અને સોનબાઇ આઠ વરસની: કળજુગીયો વા વાયો નથી: ભોળાં વરવહુ આઘેથી એકબીજાને જોઇ લેતાં. સામસામાં મીટ માંડીને ઉભાં રહેતાં. નિરખતાં ધરવ થાતો નહોતો. માયા વધતી જતી હતી. ચાર જમણુ રોકાઇને જ્યારે જ્યારે સોનબાઇ માવિતર જાતી, ત્યારે વીકમશી એકલો ભાદર-કાંઠે ભાગી જઇને છાનો-

માનો રોયા કરતો. પાછો બીજા પરબની વાટ જોઈને કામે લાગતો. કામકાજ એને મીઠું થઈ પડતું.

[ ૨ ]

"રૂપી ! બેન ! તુંને મારે માથે ખરેખરૂં હેત છે?"

"હા, ખરેખરૂં."

"તો માને અને બાપુને એક વાત કહી આવીશ?"

"શું?"

"કે મારે પરણવું નથીઃ ઠાલા મારા વીવા કરશો નહિ."

રૂપી બ્હેન વીકમશીની સામે ટગર ટગર જોઈ રહી. હસી પડીઃ "લે જા જા, ઢોંગીલા! એવું તે કહેવાતું હશે? અમથો તો સોનબાઈ જાય છે તયીં બોર બોર આંસુડાં પાડછ!"

"રૂપી! મારી બેન! ભલી થઈને હસ મા, ને મારૂં આટલું વેણુ બાપુને કહી આવ. મારે નથી પરણવું."

"પણ કંઈ કારણ?"

"કારણ કાંઈ નહિ. બસ મારે નથી પરણવું." એટલું કહેતાં કહેતાં વીકમશીના ડોળા ઉપર જળજળીયાં ફરી વળ્યાં.

"રોઈ શીદ પડયો વીરા ? મારા સમ ! બેનના સમ ! ખમા તુંને ભાઈ ! તારા મનમાં શું થાય છે બાપા ? બોલ તો ખરો ?"

એટલું કહીને રૂપી પોતાની ઓઢણીને પાલવડેથી ભાઈનાં આંસુ લૂછવા લાગી. ભાઈનું રોતું રૂપાળું મોઢું બે હાથમાં ઝાલી લીધું. ભાઈના ગાલ ઉપર પોતાનો ગાલ પંપાળીને પૂછવા લાગી "મને મરતી દેખ, ભાઈ ! બોલ, શું છે ? સોનબાઈ નથી ગમતી ? એનું કાંઈ હીણું સાંભળ્યું ?"

વીક્રમશીની આંખોમાં આંસુ વધ્યાં. બ્હેનનું હૈયું પણ કાંઈ સમજ્યા વગર ભરાઈ આવ્યું.

અઢાર વરસની ભરજોબન અવસ્થાએ પહોંચેલા દીકરાના વિવાહ માટે બુઢ્ઢો બાપ તૈયારી કરતો હતો અને આ પહેલી છેલ્લી વારનો દીકરો પરણાવવાના હરખ થકી ગાંડીઘેલી બની ગયેલ ઘરડી માએ તો આંખો ખોરડા ફરતા ઓળીપા, ગારગોરમટી, દળવાં ભરડવાં ને ચાકળાચંદરવાની શોભા વગેરે આદરી દીધું હતું. રૂપી બ્હેન હરતાં ને ફરતાં ભાઈનાં ગીતો જ ગાયા કરતી. એમાં આ બીના બની. ભાઈનો સંદેશો લઈને બ્હેન બાપુ પાસે ગઈ : બોલી "બાપુ ! ભાઈ કહે છે કે એને નથી પરણવું !"

"નથી પરણવું !" ડોસો હસી પડયો.

"સાચે જ બાપુ, હસવા જેવું નથી. ભાઈ રોતો'તો !"

ડોસાએ વીકમશીને બોલાવ્યો. હોકાની ઘુંટ લેતાં લેતાં પૂછ્યું "પણ કારણ શું છે ?"

વીકમશીની પાંપણુ ધરતી ખોતરતી હતી. એનાથી કાંઇ જવાબ દઇ શકાયો નહિ.

"તુંને ઠેકાણું ન ગમતું હોય તો બીજે વેશવાળ કરીએ."

"ના બાપુ, ઇ કારણ નથી."

"ત્યારે શું કારણુ છે ? હવે તો હું માંડ એકાદ પછેડી ફાડીશ. અને તારી મા પણ ખર્યું પાન ગણાય. અમને અવતાર ધરીને આ પેલોછેલ્લો એક લા'વો લેવા દે બાપ ! અમારાં મોત સધરશે."

બાપનું દયામણું મ્હોં દેખીને વીકમશી ઘડીભર પોતાનું દુઃખ વિસર્યો. ચુપ રહીને ચાલ્યો ગયો. બાપે માન્યું કે દીકરો માની ગયો. કોઇને બીજો કશો ય વ્હેમ ન ગયો. કોઇને સાચી વાતનું ઓસાણુ પણ ન ચડ્યું.

લગન થઇ ગયાં. સોળ વર્ષની સોનબાઇ સાસરે આવી. અંતર ફાટું ! ફાટું ! થતું હતું

## [૩]

**આજ** મેળાપની પહેલી રાત હતી : મીઠી ટાઢ : મીઠી ચાંદની : અને મીઠામાં મીઠી જોડલી : એની

માહ મહિનાની ગળતી રાત હતી : ચોખા આભમાં ચાંદો ને ચાંદરડાં નીતરતાં હતાં.

એવી માહ મહિનાની રાતને બીજે પહોરે બાપુના પગ દાબીને વીકમશી ઓરડે આવ્યો. પોતે જાણે ચોરી કરી હોય એમ લપાતો લપાતો આવ્યો. ઉભો થઇ રહ્યો. આશાભરી સોનબાઇએ ધણીના મ્હોં ઉપર લગનની પહેલી રાતનાં તેજ દીઠાં નહિ. નાનપણના ઉમળકા કોણ જાણે ક્યાં ઉડી ગયા છે ? પૂછ્યું :

"કાં આયર ! આ શું થઇ ગયું ?"

વીકમશી પત્થર જેવો થઇ ગયો: થોડી વાર તો વાચા જ ઉઘડી નહિ. હોઠે આવીને વેણ પાછાં કોઠામાં ઉતરી ગયાં.

સોનબાઇ ઢૂકડી આવી. કાંડું ઝાલ્યું.

"તું મને અડીશ મા, આયરાણી ! હું નકામો છું."

"કાં ?"

"હું પુરૂષાતણમાં નથી. માબાપને મેં ઘણી ઘણી ના પાડી'તી. પણ કોઇએ મારૂં કહ્યું માન્યું નહિ. કોઇ મારા પેટની વાત સમજ્યું નહિ."

"તે પણ શું છે ?"

"બીજું તો શું કરૂં ? આણું આવે ત્યાં સુધી તો તારે રોકાવું જ પડશે. પછી માવતર જઇને ખુશાલી

બીજો વીવા ગોતી લેજે. મેં તને બહુ દુઃખી કરી. ભાગ્યમાં માંડયું મિથ્યા ન થયું."

આયર એના ભરાઇ આવેલા હૈયાને ખાળી ન શક્યો. દડ દડ દડ પાણી પડવા લાગ્યાં.

"અરે અરે આયર! આમ શીદ બોલો છો? એથી શું થઇ ગયું? કાંઇ નહિ. આપણે બેય જણાં ભેળાં રહીને હરિભજન કરશું."

સાંભળીને વીકમશીનો ચહેરો ચમકયો. વળી ઝાંખો પડીને બોલ્યોઃ "ના, ના, તારૂં જીવતર નહિ બગાડું."

"મારૂં જીવતર બગડશે નહિ, સુધરશે. તમારી ભેળી રહીશ. બીજી વાતું મેલી ઘો."

ખોળામાં માથું લઇને મોવાળા પંપાળતાં પંપાળતાં સ્ત્રીએ પુરુષને સૂવાડી દીધો. વિકાર સંકોડીને પોતે પણ નીંદરમાં ઢળી. કોડીઆના દીવાની જયોત બેય જણાંનાં નિર્દોષ મોઢાં ઉપર આખી રાત રમતી હતી.

એવી એવી નવ રાતો વીતી ગઇ. દસમે દિવસે માવતરને ઘરેથી સોનબાઇનો ભાઇ ગાડું જોડીને બહેનને તેડવા આવ્યો. અને તેરમી રાતે વીકમશીએ સોનબાઇને રજા દીધી: "તું સુખેથી જા. હું રાજીખુશીથી રજા દઉં છું. હઠ કર મા. તું અસ્રી છો. ઉગ્યો એને આથમતાં વાર લાગશે."

" આયર ! ધક્કો દઇને શીદ કાઢો છો ? મારે નથી જાવું. તમારી જોડેજ રહેવું છે. મારે બીજું ત્રીજું કાંઇ નથી કરવું."

ધણીના પગ ઝાલીને સોનબાઇ ચોધાર રોઇ પડી. એમ ને એમ આંખ મળી ગઇ. નીંદરમાંય લવતી હતી કે "નહિ જાઉં ! ભેળા રહેવું છે ! ભજન કરશું. નહિ જાઉં."

સવારે ઉઠીને, ગાડા સાથે પિયરના કુટુંબની એક છોકરી આવેલી તેની મારફત પોતાના ભાઇને કહેવરાવ્યું કે "મને તેડી જશો તો મારૂં સારૂં નહિ થાય. મારે લાખ વાતે પણ આવવું નથી. તમે વેળાસર પાછા ચાલ્યા જાઓ."

ભાઇને કાંઇ કારણ સમજાણું નહિ. પણ એને લાગ્યું કે આગ્રહ કરીને બ્હેનને તેડી જવાથી ઘરમાં કાંઇક ક્લેશ થવાનો હશે. એટલે એણે વેવાઇને કહ્યું:

"વજશી પટેલ ! મારાથી ભૂલમાં તેડવા અવાઇ ગયું છે. પણ આ તો કમૂરતાં ચાલે છે એ વાતનું મને ઓસાણ નહોતું. હવે ફરીવાર તેડવા આવીશ."

એટલું કહીને ભાઇએ ગાડું પાછું વાળ્યું.

વજશી ને રાજીબાઇ, ડોસોડોસી બેય હવે જગ જીત્યાં હોય એવા સુખના દિવસો વીતાવે છે. સામી ઓસરીએ બેઠાં બેઠાં બેય ડોસલાં પોતાની ડાહી ડમરી

દીકરા–વહુના ડીલનો વળાક જોયા કરે છેઃ પરોઢીએ વહુની ઘંટી ફરે છેઃ સૂરજ ઉગ્યે વહુ વલોણું ઘુમાવે છે, ભેંસો દોવે છે, વાસીદાં વાળી ફળિયું ફુલ રોખું–છીંક આવે તેવું ચોકખું બનાવે છે. મોતી–ઇંઢોણીએ ત્રાંબાળુ હેલ્યનાં બેડાં લઇ આવે છે, ને પાછા દસ જણાના રોટલા ટીપી નાખે છે. નાની વહુ વીજળી જેવી ઘરમાં ઝબકારા કરી રહી છે. શું એનું ગરવું મોઢું ! સાસુસસરાને હેતનાં જળજળીયાં આવી જાય છે. વાતો કરે છે કેઃ

"હવે તો આયરાણી ! એક વાત મનમાં રહી છે : આ રૂપીને કોઇ સારૂં ઠેકાણું મળી જાય ?"

"એની ફકર આપણે શી પડી છે આયર ? એને ભાઇ જેવો ભાઇ છે. આફરડો રૂપીને ઠેકાણે પાડશે."

"પોતાના સુખમાં બેનનું સુખ વિસરી તો નહિ જાયને ?"

"પણ મારી ચતુર વહુ ક્યાં વિસરવા દે એવી છે ?"

"આયરાણી ! તો ય એક અબળખા રહી જાય છે હો !"

"શી ?"

"આ ખોળો ખાલી છે ઇ નથી ગમતું. કાલું કાલું બોલતું હોય, ખોળા ખુંદતું હોય, મુછયું ખેંચતું

હોય-એવું ભગવાન આપે એટલે બસ. એવા થોડાક દિ' જોઇને જાયેં એટલે સદ્‌ગતિ."

" આપશે, આયર ! મારો વાલો ઇ યે આપશે. આપણે માથે વાલાજીની મહેર છે."

સતજુગીયાં વૃદ્ધ ધણીધણીયાણી આશાને તાંતણે જીવ ટીંગાડીને જીવતાં હતાં. એને માયલા ભેદની ખબર નહોતી.

[ ૪ ]

ભાદર-કાંઠાની વાડીઓ ગહેકતી હતી. લીલી ઘટામાં ચકલાં માળા નાખતાં હતાં. આઘે આઘે ઉની લૂ વાતી હતી અને તરસ્યાં હરણાં ઝાંઝવાંનાં જળને લોભે દોડયાં જતાં હતાં.

વીકમશી સાંતી હાંકતો હાંકતો ઉભો રહી જાય છે : સમજ્યા વગર બળદની રાશને ખેંચી રાખે છે: વિચારે ચડે છે:

"આ અસ્રીનાં રૂપગુણને મેં રોળી નાખ્યાં. આવાં સોજાં શીળને માથે મેં કૂવાડો માર્યો. આ બધુ મેં શું કરી નાખ્યું ?

"માણુસોને મેં વાતો કરતાં સાંભળ્યાં છે કે પુરુષાતણુ વગરના પુરુષે તો અસ્રીનાં લૂગડાં પહેરી પાવૈયાના મઠમાં બેસવું જોવે. નહિ તો સાત જન્મારા

એવા ને એવા આવે. હું ભાગી જાઉં ? આ અજી પણુ મારા ફાંસલામાંથી છૂટીને સુખી થશે. પણુ મારા ઓશીયાળાં માબાપનું ને મારી પંખણી બેનનું શું થશે ?"

નિસાસો મૂકીને વીકમશી વળી પાછો સાંતીડે વળગતો. પણુ એને ઝંપ નહોતો.

ચાર પાંચ મહિના આમ ચાલ્યું. તેવામાં વજસી ડોસો ગુજરી ગયા. રાજી ડોસી પણુ એની પછવાડે ગયાં. હવે વીકમશીનો મારગ મોકળો થયો.

રાતે જ એણે વાત ઉચ્ચારીઃ "તને ઘણા મહિના થઇ ગયા. માવતર ગઇ નથી. તે દિ તારો ભાઇ બાપડો ઓસવાઇને પાછો ગયેલો. તારાં માવતર પણુ કોચવાતાં હશે. માટે રાજીખુશીથી એક આંટો જઇ આવને !"

"હં ! તમે મને ફોસલાવો છો. મારે નથી જાવું."

"ના ના, તું વ્હેમા નહિ. લે હું યે ભેળો આવું."

"હા, તો જઇ આવીએ."

ગાડું જોડીને બેય જણાં સાસરે ચાલ્યાં. સોન-બાઇનાં માવતરને આજ સોનાનો સૂરજ ઉગ્યા જેવું થયું. પનીઆરીઓનાં ને ચોરે બેઠેલાં માણસોનાં મ્હોંમાં પણુ એકજ વાત હતી કે "કાંઇ જોડલી જામી છે ! કાંઇ દીનોનાથ ત્રુઠયો છે !"

વીકમશીએ પોતાના સાસરાને એકાંતે લઇ જઇને ફોડ પાડયોઃ "મારે નગર જઇ પાવૈયાના મઠમાં બેસવું

છે. હું રાજીખુશીથી છોડું છું. મેં મહાપાપ કર્યું છે: હવે સારૂં ઠેકાણું ગોતીને ઝટ આપી દેજો."

વાત સાંભળીને સોનબાઇનો બાપ સમસમી રહ્યો. એણે પણ સલાહ દીધી કે "સાચું ભાઇ, નગર જઇને કરમ ધોવો. તે વિના ભુંડા અવતારનો આરો નથી."

બાપ બિચારો સોનબાઇના મનની વાત નહોતો જાણતો. એણે માન્યું કે દીકરીનાં દુઃખનો પણ ઉપાય થઇ શકશે. એણે ય વાત પેટમાં રાખી લીધી.

બીજે દિવસ વાળુ કરીને સહુ સુઇ ગયાં. પરોણા તરીકે વીકમશીની પથારી તો ફળીમાં જ હતી. ચોમાસાની રાત હતી. મે વરસતો હતો. કોઇ સંચળ સાંભળીને જાગે તેવું નહોતું. એવે ટાણે ગાડું જોડીને વીકમશી છાનોમાનો નીકળી ગયો. ચોમાસાની રાતનાં તમરાં રસ્તાની બેય દસ્યે રોતાં હતાં. નદીનેરાં ખળખળીને દોડતાં, જાણે કોઇક ખોવાણું હોય એની ગોત કરતાં હતાં.

પ્રભાતે જમાઇની ગોત ચાલી ત્યારે સોનબાઇના બાપે સહુને બધી વાતનો ફોડ પાડયો. સાંભળીને ઘરનાં સહુ નાનાંમોટાએ શ્વાસ હેઠા મેલ્યા. માએ માન્યું કે "મારી પદમણી જેવી દીકરી જીવતા રંડાપામાંથી ઉગરી ગઇ."

આખા ઘરમાં એક સોનબાઇનું જ કાળજું ઘવાણું: મનમાં તહુ પસ્તાવો ઉપડયો: આંહી હું શીદ

આવી ? અરે મને ભોળવીને ભૂલવાડી ગયો ? મને છાની રીતે છેતરી ? મારો શો અપરાધ હતો ?

છાની છાની નદીકાંઠે ગઇ; છીપર ઉપર બેસીને ખૂબ રોઇ લીધું. હવે ક્યાં જઇને એને ઝાલું ! એવા ઘણા વિચારો કર્યા. પણ લાજની મારી એની જીભ માવતર આગળ ઉપડી નહિ.

થોડા દિવસે ખબર આવ્યા કે વીકમશી તો પોતાની ઘરસંપત કાકાને સોંપી, રૂપીને સારે ઠેકાણે પરણાવવાની અને સંપત એના કરીયાવરમાં આપવાની ભલામણ દઇ, બેનને ખબર કર્યા વગર ઘોડીએ ચડીને નગરના મઠમાં જઇ પાવૈયો થવા માટે ચાલ્યો ગયો.

સોનબાઇની રહી સહી આશા પણ હવે કરમાઇ ગઇ. રોઇરોઇને એ છાની થઇ ગઈ. પણ એને સંસાર સમદર સમો ખારો થઇ પડયો. એની આંખ સામેથી એક ઘડી પણ આયરનું મ્હોં અળગું થાતું નથી.

થોડે દિવસે ત્યાંથી દસ બાર ગાઉ દૂરના એક ગામડાનાં ઘરભંગ થયેલા એક લખમશી નામના આબરૂદાર આહેરનું માગું આવ્યુ. બાપે તુર્ત જ દીકરીના દુઃખનો અંત આવ્યો સમજી માગું કબૂલ કર્યું. માએ દીકરીને પહેરાવી ઓઢાડી સાબદી કરી. મીઠડાં લઇને ગળગળી મા બોલી કે "બાપ ! મારા ફુલ ! હરિની મોટી મેર, તે તારો ભવ બગડતો રહી ગયો."

સોનબાઇનું અંતર વીંધાઇ જાતું હતું. પણ એની છાતી ઉપર જાણે એવો ભાર પડી ગયો કે પોતે કાંઇ બોલી જ ન શકી. નવા પતિની સાથે નવે ઘેર ચાલી.

## [ ૫ ]

શિયાળાના દિવસો છેઃ આભમાંથી ધોળાં ફૂંજડાં- એ નીચે ઉતરીને જાણે પાતળી જીભે સંદેશો દીધો કે મે ગયો છે. લ્હાણી પડી ગઇ છેઃ ગામડાં ખાલી થઇને સીમો વસી ગઇ છેઃ ધાનનાં ડુંડાં વઢાઇ રહ્યાં છેઃ નીચાં નમીને મોલ વાઢતાં દાડીયાં વચ્ચે વચ્ચે પોરો ખાવા ઉભા થાય છે અને દાતરડી ગળે વળગાડી દઇને મીઠી ચલમો પીવે છે. છોડીઓ એકબીજીને હસતી હસતી ગાય છે કે

ઓલ્યા પાંદડાને ઉડાડી મેલો
હો પાંદડું પરદેશી!

ઓલી મોતડીને ઉડાડી મેલો
હો પાંદડું પરદેશી!

એનો સાસરો આણે આવ્યા
હો પાંદડું પરદેશી!

મારા સાસરા ભેળી નહિ જાઉં
હો પાંદડું પરદેશી!

એનો પરણ્યો આણે આવ્યા
હો પાંદડું પરદેશી !

મારા પરણ્યા ભેળી ઝટ જાઉં
હો પાંદડું પરદેશી !

પંખી ઉડે છે. ટોયા હોકારે છે. ચોમાસામાં ધરાયેલી ટાઢી પોચી ભોં કઠણ બની જાય તે પહેલાં ખેડી નાખવા માટે ડાહ્યા ખેડુતોએ સાંતીડાં જોડી દીધાં છે.

લખમશીએ પણ ખળામાં ઢુંડાં નાખી પોતાના ખેતરમાં હળ જોડયું છે. આધેડ ઉમરનો લોંઠકો આદમી સાંતીડે રૂડો લાગે છે. એના ખેતરની પાસે થઇને જ એક ગાડામારગ જતો હતો. તે મારગે ગામમાંથી એક ભતવારી ચાલી આવે છે. એ ભતવારી સોનબાઇ હતી: બપોર ટાણે સાંતી છૂટવાને સમયે સોનબાઇ નવા ધણીને ખેતર ભાત લઇ જાય છે. ધીરાં ધીરાં ડગલાં ભરે છે.

સામેથી પાવૈયાનું એક ટોળું તાળોટા વગાડતું ચાલ્યું આવે છે. એને દેખતાં જ સોનબાઇને વીતેલી વાત સાંભરી આવી. તરીને પોતે ટોળું વટાવી ગઇ. ત્યાં તો દીઠું કે ટોળાની પાછળ આઘેરોક એક જુવાન ઘોડીએ ચડીને ધીમો ધીમો ચાલ્યો આવે છે. ધણીના ખેતરને શેઢે છીંડી પાસે સોનબાઇ ઉભી રહી. અસ્વાર ઓરો આવતાં જ ઓળખાણો.

એ વીકમશી હતો. પાવૈયાના મઠમાં બેસવા ગયેલો: સ્ત્રીના લુગડાં પહેરવાની માગણી કરેલી: પણ મઠના નિયમ મુજબ છ મહિના સુધી તો પુરુષવેશે જ સાથે રહીને પોતાની ખાત્રી કરાવવાની હતી. હજુ છ મહિના નહોતા વીત્યા. વીકમશી પાવૈયાનાં ટોળા સાથે માગણી માગવા નીકળ્યો છે. જોગ માંડયા હશે તે આ જ ગામમાં એનું આવવું થયું છે.

બેય જણાએ સામસામાં ઓળખ્યાં. વીકમશીએ પણ ઘોડી રોકી. બેય નીચી નજરે ઉભાં રહ્યાં. સોનબાઇની આંખોમાંથી આંસુ ચાલવા લાગ્યા. અંતે એના હોઠ ઉઘડયા:

"આમ કરવું'તું ?"

"તું સુખી છો ?" વીકમશીથી વધુ કાંઇન બોલાણું.

"હું તો સુખીજ હતી, છતાં શું કામે મને રઝળાવી ?"

"ત્યારે શું તારો ભવ બગાડું ?"

"બગાડવામાં હવે શી બાકી રહી, આયર ?"

આંસુભરી આંખે બેય જણાં ઉભાં છે. ખેતરને સામે શેઢે લખમશી સાંતી હાંકતો હતો તે સાંતી ઉભું રાખીને આ બધું જોઇ રહ્યો છે. પોતાની સ્રીને અજાણ્યા જણ સાથે ઉભેલી ભાળીને એની મોટી આંખોમાં ઝેર આવે છે.

વીકમશીએ પૂછ્યું "બાત જા છો ? તારૂં ખેતર ક્યાં છે ?"

"આ જ મારૂં ખેતર."

"સાંતી હાંકે છે એ જ તારો ધણી ?"

"હા, હવે તો એમજ ને !"

"જો, તારો ધણી આંહી જોઇ રહ્યો છે. ઇ ખીજાશે. તું હવે જા."

"જાઇશ તો ખરી જ ને ! કહેવું હોય તે ભલે કહે, પણ આયર... ! આયર ! તમે બહુ બગાડયું ! સુખે સાથે રહીને પ્રભુભજન કરત ! પણ તમે મારો માળો વીંખ્યો. શું કહું ?"

ચોધાર આંસુ ચાલી નીકળ્યાં છે. વેણે વેણે ગળું રૂંધાય છે. વીકમશીએ જવાબ વાળ્યો:

"હવે તો થવાનું થઇ ગયું. વિસરવું."

"હા, સાચું, વિસરવું ! બીજું શું ?"

આઘે આઘે પાવૈયાનું પેડું ઉભું રહીને વીકમશીની વાટ જુવે છે. ખેતરને શેઢેથી લખમશી જુવે છે.

"લે હવે રામ રામ !"

સોનબાઇ અકળાઇ ગઇ. ઘોડીની લગામ ઝાલી લીધી. ઓશીયાળી બનીને બોલી:

મારૂં એક વેણ રાખો. એક ઠંઠ મારા હાથનું

જમીને જાવ. એટલેથી મને શાંતી વળશે. વધુ નહિ રોકું.”

“અરેરે! ગાંડી થઇ ગઇ? તારે ઘેર જમવા આવું એ તારા વરને કાંઇ પોસાય? ને વળી આ પાવૈયા પણ ન રોકાય તો મારે એની હારે ચાલી નીકળવું જ પડે. માટે મેલી દે.”

“ના ના, ગમે તેમ થાય, મારૂં આટલું વેણ તો રાખો. ફરી મારે કયાં કહેવા આવવું છે?”

“ઠીક, પણ તારો ધણી કહેશે તો જ મારાથી રોકાવાશે.”

એટલું કહીને એણે ઘોડી હાંકી. નિસાસો નાખીને સોનબાઇ ખેતરમાં ચાલી. વીકમશી સાંતી છોડીને રોટલા ખાવા બેઠો. કોચવાઇને એણે પૂછ્યું “કોની સાથે વાત કરતી’તી? કેમ રોઇ છો?”

છ મહિનાથી રૂંધી રાખેલું અંતર આજ સોનબાઇએ ઉઘાડી નાખ્યું. કાંઇ બ્હીક ન રાખી. વીકમશી પોતાનો આગલો ઘરવાળો છે: પોતાનું હેત હજુ ય એના ઉપર એવું ને એવું છે: પોતાને એનાથી જૂદું પડવું જ નહોતું: પોતાને સુતી મેલીને છાનોમાનો ચાલ્યો ગયો હતો; ઓચીંતો આજ આંહી મળી ગયો: અને પોતે એને આજનો દિવસ પોતાને ઘેરે રોકવાના કાલાવાલા કરતી હતી: છ મહિનાથી પોતે નવા ધણી સાથે શરીરનો સંબંધ ન રાખવાનાં વ્રત લીધેલાં તે પણ એ

જુની માયાના માન સારૂ જ છેઃ એ બધું જ બોલી નાખ્યું. બોલતી ગઇ તે વેણે વેણ એની મુખમુદ્રા ઉપર લખાતું ગયું.

લખમશી આ સ્રીની સામે તાકી રહ્યો. ઉંડા વિચારમાં પડી ગયો. જાણે નીતરતે નીરે ન્હાઇ ધોઇને બહાર નીકળ્યો હોય એવું નિર્મળ એનું મ્હોં બની ગયું. એક પણ કરડી રેખા ન રહી.

સાંતી જોડવાનું બંધ રાખીને લખમશી સોન–બાઇની સાથે ગામમાં આવ્યો. સામે ચોરામાંજ પાવૈ-યાનું ટોળું બપોરા કરવા ઉતરેલું હતું. વીકમશી પણ ત્યાં બેઠો હતો. એણે આ બેય જણાંને આવતાં જોયાં. એના મનમાં ફાળ પડી કે હમણાં લખમશી આવીને ફજીઓ આદરશે. ત્યાં તો ઉલટુંજ લખમશીએ સુંવાળે અવાજે કહ્યું કે "ફળીએ આવશો ?"

વીકમશીને વ્હેમ પડયો. ઘેર લઇ જઇને કદાચ ફજેત કરશે તો ? પણ ના ન પડાઇ. એકવાર સોન-બાઇને મળવાનું મન થયું. મુખીની રજા લઇને ભેળો ચાલ્યો. ઘોડીને લખમશીએ દોરી લીધી.

બીક હતી તે ટળી ગઇ. લખમશીનાં આદરમાન બીજે કયાંય નહોતા દીઠાં. કોડે કોડે રાંધેલું મીઠું ધાન લખમશીએ પરોણાને તાણખેંચ કરીને ખવરાવ્યું; ઢોલીઆ ને ધડકી ઢાળીને મહેમાનને બપોરની નીંદર કરાવી. અને ધીરેધીરે વીકમશીના મનની રજેરજ વાત એણે જાણી લીધી. વાતોમાં ને વાતોમાં સાંજ નમી ગઇ.

લખમશીમાં ખેડૂતનું હૈયું હતું: ઝાડવાં ઉપર ચકલાંનાં અને વગડામાં હરણાંનાં હેતપ્રીત એણે દીઠાં હતાં. પોતાના પહેલી વારના પરણેતરની વાત પણ એને સાંભરતી હતી: અને આંહી એણે આ બે જણને ઝૂરી મરતાં જોયાં. એ ભીતરમાં ભીંજાઇ ગયો. પોતે સોનબાઇ વેરે પરણ્યો છે એ વાત જ ભૂલી ગયો. એનાથી આ વેદના દેખી જાતી નહોતી.

દિવસ આથમ્યો એટલે પોતે ઉઠયો. ફળીમાં એક રૂપાળી દેરી હતી તે ઉઘાડીને ધૂપ કર્યો, માતાજીની માળા ફેરવવા બેઠો. પોતે માતાનો ભગત હતો. ભુવો હતો. રોજેરોજ સંધ્યાટાણે માતાને ઓરડે આવીને પોતે જાપ કરતો.

આજ માળા ફેરવીને એણે માતાજીની સ્તુતિ ઉપાડી. શબ્દ ગાજવા લાગ્યા તેમ તેમ એના શરીરમાં આવેશ આંવવા મંડયો. ધૂપના ગોટેગોટ ધુમાડા ઉઠયા. લખમશીની હાક ગાજી ઉઠી. દેવી એની સરમાં આવ્યા હતાં.

સોનબાઇ ઘરમાં રાંધે છે. ત્યાં એણે હાક સાંભળી. સાંભળતાંજ એ બહાર દોડી આવી. આયરને ખરા આવેશમાં દીઠો. પોતાને ઓસાણ આવી ગયું. વીકમશીને ઢંઢોળીને કહ્યું " દોડ આયર ! દોડ, ઝટ પગમાં પડી જા !"

કાંઇ કારણ સમજ્યા વગર વીકમશી દોડયો. પગમાં માથું નાખી દીધું. ધુણતાં ધુણતાં લખમશીએ

પોતાના બેય હાથ એને માથે મેલીને આશિષ આપી કે "ખમા! ખમા તુંને બાપ!"

માથે હાથ અડતાં તો કોણ જાણે શાથી, વીકમશીના દેહમાં ઝણુઝણાટ થઇ ગયો. ખાલી ખોળીઆમાં દૈવતનો ધોધ વછૂટી નીકળ્યો.

લખમશીને શાંતિ વળી એટલે બેય જણા બહાર નીકળ્યા. લખમશીએ પૂછ્યું "કાં ભાઇ! શું લાગ્યું! શું થાય છે?"

તેજભર્યો વીકમશી શું બોલી શકે? રૂંવાટી ઉભી થઇ ગઇ હતી. અંગેઅંગમાં પ્રાણ પ્રગટી નીકળ્યા હતા. ચહેરા ઉપર શાંતિ છવાઇ ગઇ. માત્ર એટલુંજ બોલાણું કે "ભાઇ! મારા જીવનદાતા! માતાજીની મહેર થઇ ગઇ. મારો નવો અવતાર થયો!"

"બસ બાપા! મારો ય મનખ્યો સુધર્યો. હું તરી ગયો." એમ કહીને એણે સાદ કર્યો "સોનબાઇ! મારી મા! બહાર આવ."

સોનબાઇ આવીને ઉભી રહી. બધુંય સમજી ગઇ. શું હતું ને શું થઇ ગયું! આ સાચું છે કે સ્વપ્ન! કાંઇ ન સમજાણું.

"મારા ગુના માફ કરજે! તું પગથી માથા લગી પવિત્ર છો. આ તારો સાચો ધણી. સુખેથી બેય જણાં પાછાં ઘેર જાવ. માતાજી તમને સુખી રાખે અને મીઠાં મ્હોં કરાવે."

વીકમશી ઉપકાર નીચે દબાઇ ગયો; ગદ્ગદ્ બન્યો અને બોલ્યો:

"લખમશી ભાઇ! આ ચામડાના જોડા સીવડાવું, તોય તમારા ઉપકારનો બદલો કોઇ રીતે વળે તેમ નથી. તમે મારે ઘેર મારા ભેળા આવો તો જ હું જાઉં."

લખમશીએ રાજીખુશીથી હા પાડી.

સવાર થતાંજ ગાડું જોડયું. સોનબાઇનો હરખ હૈયામાં સમાતો નથી. વીકમશી ગાડાની વાંસે, ઘોડી ઉપર, બહુ જ આનંદમાં, મનમાં ને મનમાં લખમશીના ગુણ ગાતો ચાલ્યો આવે છે.

વીકમશીને ઘેર પહોંચ્યાં. એમનું આખું કુટુંબ બહુ જ રાજી થયું. બીજે દીવસે લખમશીએ જવાની રજા માગી. પોતાના કાકાની સલાહ લઇને વીકમશીએ બ્હેન રૂપીને લખમશી વેરે આપવા પોતાનો વિચાર જણાવ્યો. લખમશીને આગ્રહ કરીને રોકયો. લખમશીએ ખુશીથી કબૂલ કર્યું.

આસપાસથી નજીકનાં સગાંઓને તેડાવી, સારો દિવસ જોવરાવી, વીકમશીએ રૂપીનાં લગ્ન કરી, સારી રીતે કરીઆવર આપી, બ્હેનને લખમશીના ભેળી સાસરે વળાવી.

# સુહિણી—મેહાર

સિંધુ નદીના કિનારા ઉપર કેડય કેડય સમાણા ઉંચા ઘાસમાં ભેંસો ચરતી હતી ને ભેંસોનો જુવાન ગોવાળ ઝાડવાંની ઘટામાં બેઠો બેઠો વાંસળી વગાડતો હતો. એનું ખરૂં નામ સાહડ હતું. એ ક્યાંથી આવ્યો ને એનાં માબાપ કોણ છે તેની ખબર પણ પડતી નહિ. ગામનાં લોકો એને 'મેહાર' કહીને જ બોલાવતાં. મે–હાર એટલે ભેંસોનો ગોવાળ: પોતાના માલીક તોલા કુંભારની દીકરી સુહિણી એને 'નબાપો' કહીને ઘણી ઘણી વાર મેણાં દેતી. મેહારને એ મુખનાં મેણાં મીઠાં લાગતાં.

મ્હોં દેખાય એવી ઉજળી ઉટકેલી તાંબડી હાથમાં ઉલાળતી ઉલાળતી સુહિણી એક દિવસ ખરા બપોરે આવીને સિંધુ નદીના કાંઠા ઉપર બંસીની મોજ માણતા મેહારને બુમો પર બુમો પાડવા લાગી: "મેહાર ! એ મેહારડા !"

બે ઘડી તો મેહાર સાંભળતો નથી. વાંસળીના તોરમાં એ બેભાન છે. ઝાડની ડાળીએ મેહારના પગ

લટકતા હતા તે સુહિણીએ ઝાલી લીધા. પગ ખેંચાતાં જ મેહારને ભાન આવ્યું.

"હેઠો ઉતરછ ? કે ટાંટીઓ ઝાલીને પછાડું ?"

મેહાર શરમીંદો બની ગયો. કુદકો મારીને એ પોતે બરાબર કોઇ અડબૂત ભરવાડનો પાઠ ભજવવા મથતો હોય તેમ રૂવાબ કરીને બોલ્યો "શું છે તે અટાણે ચોરને કાંધ મારવાની વેળાએ સંતાપી રહી છો ?"

"ઘેર મેમાન આવ્યા છે, એને માટે એકાદી ભેંસનાં બે આંચળ દોહી દે જલ્દી."

"પણ ભેંસો તો બહુ છેટે નીકળી ગઇ છે. જા તું એને પાછી વાળી આવ."

"મારી તો જાય છે ભુખરાત ! હું પટલની દીકરી ભેંસો વાળવા જાઉં એમ કે ? તો પછી તને મારે બાપે શું પાટલે બેસારીને પૂજવા રાખ્યો છે ? જા ઝટ ભેંસ વાળી આવ. નીકર રાતે વાળુ નહિ મળે."

મેહારે ચારે તરફ નજર કરી, પણ ભેંસો ઉંડા ઘાસમાં ગેબ થઇ ગઇ છે. સુહિણી બોલી કે

"દેને વાંભ ! હમણાં નીકળી આવશે જ્યાં હશે ત્યાંથી."

માથું ખજવાળીને મેહાર ઉભો રહ્યો: "વાંભ દેતાં તો મને નથી આવડતી !"

"ફટય રે ફટય તને મેહારડા ! વાંભ દેતાં નથી આવડતી ત્યારે મેહાર થયો જ શા સારૂ ? બુડી મરને!"

એટલું કહીને સુહિણીએ પોતેજ કાનમાં આંગળી નાખી. સીમાડા સુધી સંભળાય તેવો લાંબો-મોરના ટૌકા સરખો સાદ દીધો. ઘડીવારમાં તો ઉંચા ઘાસમાંથી ભેંસો બહાર નીકળીને રણુકા કરતી દોડી આવી.

"લે હવે દોહી દે."

ખસીઆણો પડીને મેહાર ઉભો રહ્યો.

"અરરર !" સુહિણીએ કહ્યું. "મેહાર થઇને દોતાં ન આવડે ? ધૂડ પડી તારા જીવતરમાં !"

પોતાને હાથેજ સુહિણીએ સાજણી ભેંસને દોહી લીધી. એકજ આંચળની શેડયો પાડતાં તો તાંબડી છલોછલ ભરાઇ ગઇ. ફીણના ફગર ચડયા. તાંબડી માથા પર મેલીને મસ્તીખોર સુહિણી ગામમાં ચાલી ગઇ. ચાલતાં ચાલતાં બોલતી ગઇ કે "મેહારડો બોઘો ! મેહારડો મૂરખો ! એને ન આવડે વાંભ દેતાં, ને ન આવડે દોતાં !" સિંધી કુંભારની એ કદાવર કુમારિકાનો સાદ, એના હસવાનો અવાજ અને એના પગલાંનો ધમ-ધમાટ, મેહાર નામધારી વિદેશી તો તાજ્જુબ બનીને સાંભળતો સાંભળતો થડક જ થઇ રહ્યો. સુહિણીની ગાળો તો એને સદા ઘીની નાળો જેવી જ લાગતી. સુહિણી જે દિવસ ગાળો દઇ જતી તે દિવસ મેહારને એક શેર લોહી ચડતું.

સુહિણીને મેહાર ઉપર બહુજ અનુકમ્પા આવતી. કેમકે ગોવાળ તરીકેના તમામ કામકાજમાં મેહાર એટલી બધી કસૂરો કરતો, કે સુહિણીનો બાપ તોલો કુંભાર રોજરોજ છેડાઇ પડતો. માલિકનાં આકરાં વેણુ સાંભળીને ગમગીન થઇ જતા મેહારનું મોં વારે વારે ઓશીઆળું બની જતું, અને એ જોઇ જોઇ સુહિણી મેહારને અફસોસ ઉતારવાના છાના છાના કૈં કૈં ઉપાયો લેતી. બાપ એ બધું જોતો અને સમજી લેતો કે દીકરીનું દિલ બહુ દયાળુ છે. તેથી મેહારની સાર સંભાળ લેતી હશે. ચારસો ગધેડા અને પંદર ભેંસોના માલિકને એવો ખયાલ તો સ્વપનેય ક્યાંથી હોય કે પોતાની લાડવેલી, ખોટયની દીકરી આવા અણુઘડ ભરવાડ ઉપર પ્યાર કરતી હશે।

એકવાર સિંધુને કિનારે મેહાર બેઠો છે. પાંચ ગધેડાં ગૂમ થયાથી તોલો કુંભાર એને સખ્ત શબ્દોમાં વઢયો છે. મેહારના ગોરા મ્હોં પર અફસોસની છાયા પથરાઇ ગઇ છે. તે વખતે સુહિણીનાં પગલાં બોલ્યાં. આવીને તુર્ત જ સુહિણી બોલી ઉઠી, "લેતો જા। કેવો ઠપકો ખાધો। હજુ ય સાન નથી આવતી કે બેવકૂફ।"

મેણું સાંભળીને મેહારની આંખોમાં જળજળિયાં દેખાણાં. સુહિણી સમજી ગઇ: ભરવાડ કદિ આવી રીતે રૂવે નહિ। એણે મેહારનું કાંડું ઝાલીને કોમળ

અવાજે કહ્યું "મેહાર થઇને રોઇ પડયો? મેહાર આટલો પોચો હોય કદિ?"

"સુહિણી! મેં તને છેતરી છે. હું મેહાર નથી."

"તું મેહાર નથી? તો શું કોઇ શાહજાદો છે નાદાન?"

"શાહજાદો તો નહિ, પણ શાહજાદા જેટલો જ લાડ પામેલો: તવંગર બાપનો બેટો છું."

"ક્યાનો બેટો?"

"આજ એ બધું બોલવાનો સબબ જ શો છે?"

"ના મેહાર! આજ ન કહે તો તને સુહિણીના કસમ છે. કહે, આવડું મોટું કપટ હવે છૂપાવીને શું કરીશ?"

"સાંભળ ત્યારે. સુહિણી! હું સિંધી નથી, હું તો બુખારાનો મોગલ છું, હું પરદેશી છું. મારા પિતાનું નામ મિર્ઝાઅલી બેગ છે. એને ઘેર દોલતની છોળો લાગી ગઇ છે. મારા પોણોસો વર્ષના બાપના ઘેરે, એની જઇફી વખતે, એક ઓલીયાના સખૂનથી હું અવતરેલો છું. સુહિણી! હું અભણ ભરવાડ નથી, પણ બુખારાના મોટા આલીમને હાથે કૈં કૈં કિતાબોનો અભ્યાસ કરીને હિન્દોસ્તાંની અંદર મોગલ પાદશાહતની મુલાકાતે નીકળ્યો હતો. સફરમાં તકદીર મને આંહી ખેંચી લાવ્યું, આંહી મુસાફરખાનામાં એક સાંજે

અમે મુકામ કર્યો, તારા પિતાને ઘેરે માટીનાં વાસણ લેવા આવતાં તને દીઠી, દેખતાં જ હું દિવાનો બન્યો, મારા પ્યારા સાથી હસનબેગનો વાર્યો ન વળ્યો. મારાં જવાહિર ચોરાઇ ગયાં, ખરચી ખુટી ગઇ, મારો સાથી બુખારમાં પડી મરી ગયો. મારૂં પવનવેગી ઉંટ પણ કોઇ ઉઠાવી ગયું, ને હું તારા પરના પ્યારમાં ફના થઇ, આજ સિંધનો મેહાર બન્યો છું. તારા પિતાનાં ગધેડાં ચારૂં છું।"

પોતાની અજાયબી સંતાડી રાખીને સુહિણીએ ટાંણો માર્યો, "એ વાતનો શું તને હવે પસ્તાવો થાય છે મેહાર? બુખારાની દૌલત અને બાઇના લાડકોડ ભોગવવા પાછા જવું છે? તો સુખેથી જા, પીંજરનું બાર હું ખોલી નાખું છું."

"ના, હવે કયાં જાઉં? પીંજરના પંખીને હવે જંગલનાં પંખીઓ સંઘરશે નહિ. હવે તો સિંધને કાંઠે જ કબર કરવી છે."

"ત્યારે આંખોમાં આંસુ શીદ આણ્યાં?"

"સુહિણીને મન હું ભરવાડ જ દેખાયો તેથી."

સુહિણી મનથી મેહાર સાથે નિકાહ પડી ચૂકી.

[૨]

**તો**લા કુંભારને કાને વાતો પહોંચી કે સિંધને કિનારે ઘટાદાર વડલાને છાંયડે રોજ બપોરે સુહિણી ને

મેહારના મિલાપ થાય છે. ધીરે ધીરે બાતમી પહોંચી કે બપોરનો સમય બદલાવીને મોડી રાતના અંધારામાં એ બે જુવાનીયાં મળે છે અને વડલાની ડાળીઓમાં પોઢેલ પંખી પણ ન સાંભળે તેવી ધીરી વાણીમાં પ્યારની વાતો ચલાવે છે.

તોલાએ બીજે દિવસે પ્રભાતે મેહારના હાથમાંથી ભેંસો હાંકવાની લાકડી ખુંચવી લીધી, અને કહ્યું કે " શદાપૂર ગામના સીમાડામાં જો પગ દીધો છે ને, તો તને જાનથી મારીને તારા ખૂનથી સુહિણીને નવરાવીશ. જા નીમકહરામ ! ચાલ્યો જા."

સિંધુ નદીને સામે પાર જઇને મેહારે એક ઝુંપડી બાંધી છે. આખો દિવસ ઇરાની, અરબ્બી કે સિંધી કવિઓની કાફીઓ ગાતો ગાતો ને વાંસળી બજાવતો એ આશક અન્નપાણી લીધા વિના બેઠો રહે છે. અને રાત પડે ત્યારે એક મચ્છી તળીને તૈયાર કરે છે. અધરાતને પહોર એ મચ્છીને પોતાના માથા પર ઉઠાવી, કછોટો ભીડી, સિંધુના અતાગ નીરમાં શરીરને પડતું મૂકે છે. હાથીને પણ ઢાળી નાખે એવા એ નદીના તાણમાં પોતાની કૌવતદાર ભુજાઓથી પાણી કાપતો કાપતો, મગરમચ્છની માફક શેલારા દેતો, ઘનઘોર અંધારે કોઇ પણ માનવી યા જાનવરના ડર વગર, અરધા ગાઉનો પટ વટાવી સામે પાર પહોંચે છે; ને કિનારા પરથી સુહિણીનો પંજો લાંબો થઇ, મેહારના પંજાને પકડી લઇ

પાણીની બહાર ખેંચી લે છે. એજ વડલાની ઘટામાં બન્ને જણાં બેસીને મચ્છીની મ્હેફિલ ઉડાવે છે. પ્યારનો એક પહોર ગુજારીને પાછો મેહાર સિંધુના મસ્ત પહોળા પ્રવાહને વીંધતો વીંધતો પોતાની મઢુલીએ પહોંચી જાય છે.

એવી તો કૈંક રાતો ગઇ. એક પણુ રાત મેહારે ખાલી જવા દીધી નથી. સિંધુ નદીનાં ચાહે તેવાં ભયંકર તુફાને પણુ મેહારને આ પાર આવતો અટકાવ્યો નથી. પણુ એક અજવાળી રાતે મેહાર જે મચ્છી લઇ આવ્યો, તેની મીઠાશ તો અદ્દભૂત હતી. સુહિણી જમતી જાય છે ને કોળીએ કોળીએ મીઠાશની તારીફ કરતી જાય છે. "આહા મેહાર! ભારી મીઠી મચ્છી! રોજ આવી લાવતો હો તો?"

મેહાર હસીને કહે છે કે "ભલે. રોજ લાવીશ. પણુ થોડા દિવસમાં જ એ મચ્છીનો ખવરાવનાર કોઇ નહિ રહે તો!"

એમ વાતો કરે છે. વચ્ચે મેહારના મ્હોં ઉપર બહુ દર્દ દેખાય છે. કંઇક છૂપી પીડાને પોતે મહામહેનતે દબાવી રાખતો હોય તેવું દેખાય છે. સુહિણી પૂછે છે કે.

"તને શું થાય છે પ્યાર?"

"કાંઇ નહિ. કાંઇ નહિ. ચલાવ, વાતો ચલાવ."

ત્યાં તો સુહિણીને કાંઇક બીનું બીનું લાગ્યું. અજાયબ બનીને એ બોલી ઉઠી "ઓહો! આંહિ પાણી ક્યાંથી!"

તુર્ત એની નજર મેહારના સાથળ પર પડી. એ સાથળમાંથી લોહીની ધાર ચાલતી હતી.

" અરર ! આ શું મેહાર ! "

" એ તો આજની મીઠી મચ્છીનું લોહી છે સુહિણી ! "

સુહિણીને આખી વાતનો ભેદ સમજાયો. આજ મેહારને મચ્છી ન મળવાથી એ પોતાની જાંગમાંથી માંસ કાપી, મસાલેદાર બનાવી, તળીને લઇને આવ્યો હતો !

" મેહાર ! તુંને ખુદાના કસમ છે. કાલથી હવે મારો વારો શરૂ થાય છે. તું ન આવીશ. "

" ત્યારે શું તું આવીશ ? "

" હા, હું આવીશ ? "

" તું ઓરત ! તું સિંધુને પાર કરી શકીશ ? સુહિણી ! તું શું દિવાની થઇ ગઇ ? "

" એ તો કાલ રાતે નક્કી થશે. આજ તો અલાબેલી ! અને કસમ છે ખુદાના, તું ન આવતો.

(૩)

બારે કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ ભટ્ટ
આધિય રાતજો ઉઠી, (સે)સુહિણી કર સટ્ટ
છડે ખીર ખટ્ટ, લૂડે લોરીં વિચમેં.

સિંધુ નદીનાં નીરની અંદર બે તીર વચ્ચે બાર તો પાણીનાં વમળ છે. બત્રીસ તો ટેકરા છે. ને એ

ટેકરા નીચે વીંછીઓ વસે છે. એવી વિકરાળ નદીને પાર કરવા માટે સુહિણી અધરાતને અંધારે ઉઠીને ઘરથી દોટ કાઢે છે. માવતરના ઘરનું મીઠું દૂધ અને સુંવાળી સેજ ત્યજીને સુહિણી પાણીની લહરીઓ વચ્ચે હીંડોળા ખાય છે.

*   *   *

" કોણ છે તું ઓરત ! "

" મુસાફિર ! "

" કોણ ? તું સુહિણી ? "

" હાં, ભાઇ અલૈયા. "

" અત્યારે અધરાતે ક્યાંની મુસાફરી ? "

" સિંધુના સામા પારની ! "

" અરે સુહિણી ! તું સિંધુના પાણીને પાર કરી શકીશ ? તું બચ્ચું છે. તારી તાકાત શી ? "

" તાકાતનો દેનાર અલ્લાહ છે અલૈયા ! અને વળી મારે તરવા માટે મેં માટીનો પાકો ઘડો પણ સાથે લીધો છે ભાઇ ! "

" આટલી જહેમત કોના માટે ? "

" જેને દિલથી પરણી ચૂકી છું એ મેહારને માટે. "

" યા અલ્લાહ ! સુહિણી, લોકો તારી બદબોઇ કરે છે તેની યે તને પરવા નથી ? "

" ઓ ભાઇ ! સાંભળ,

અધા સુણ તું અલેયા, અલા સુણે આચાર,
હિરડી ઘર ઘર ગિલા થિયે, પાડે પંધ પચાર
આંઉ લિખ્યો તી લોડિયાં, ખલક મિડેતી ખ્વાર.

"ઓ ભાઇ અલેયા ! મારા આચરણને ઉંચેથી એક અલ્લાહ જોઇ સાંભળી રહ્યો છે. એટલે પછી મારી પાડોશમાં, રસ્તામાં, કે ઘરઘરમાં જે ગિલા થાય છે તે છો થતી. મારા તકદીરમાં લખ્યું છે તે હું ભોગવી રહી છું. બાકી દુનિયા તો નાહકની મારી નિન્દા કરીને ખુવાર થાય છે ! "

"અરે ઓ સુહિણી !

સારી ન થિઇયેં સુણી, તું નીજી નિમાણી;
વેંધે વહવટ વિસરે, હી જોર જુવાણી;
સે પછાડીધે પાણી, તારા કવિયેં તારમેં.

"તું તારા કુળમાં સારી ન નીવડી. તું નાદાન અને નિર્માલ્ય નીવડી. આ નદીના પ્રવાહમાં તું કોઇક દિવસ તારાં જોર જુવાની ગુમાવી બેસીશ. આ પાણીમાં પછાડા મારતાં મારતાં તું કોઇક દિવસ આ પ્રવાહમાં આકાશના તારા ઉતારી બેસીશ–તું ડૂબી જઇશ. માટે રહેવા દે. આવી મુશ્કેલી શા સારૂ ઉઠાવછ ! આ મોતના કેડા તને કોણે બતાવ્યા !"

એવી એવી સલાહો સાંભળીને ખડખડાટ હસતી સુહિણી પાણીમાં ઝંપલાવવા તૈયાર થાય છે.

ઘિરી ધરા હથ કરે ચલ બધી ચોતો;
મન મિડયુસ મ્યારસે', પરલે પાર પોતો;
પો ગોતે મંઝ ગોતો, અરે' મ વિઝે અજાણમે'.

પોતાની કમર પર સુહિણીએ કસકસાવીને એક કપડું બાંધી લીધું. હાથમાં માટીનો ઘડો લીધો. ને હજુ પોતે તો પાણીમાં પડવાની તૈયાર કરીને આ તીરે ઉભી છે ત્યાં એનું મનડું તો સામે પાર પહોંચી પ્રિતમને મળી ગયું. ડૂબકીઓ પર ડૂબકીઓ મારીને સુહિણી સિંધુનાં પાણી વીંધતી જાય છે, કે જેથી પોતે ચાલી આવે છે તે વાતની પોતાના પિયુને અજાણ ન રહી જાય.

એણે પ્રેમનું કવચ પહેરી લીધું છે. હવે એને ડર નથી રહ્યો. એના પ્યાર સામે તો પાણીનાં ભયાનક જંતુઓ અને મોજાંઓ પણ ગરીબડાં બની ગયાં છે. એ રીતે એક પછી એક રાત વીતવા લાગી છે.

કડકડતી ઠંડી વાય છે. કોઇ ઘરની બહાર પણ નીકળી શકતું નથી. સહુ બિછાનાની ગરમ સોડયમાં સંતાઇ ગયાં છે. અને રાત સૂનસાન છે. એવે ટાણે પણ સુહિણી તો પોતાનો ઘડો લઇને ઘેરથી ચાલી નીસરી છે. એને જોઇને કોઇ માનવી વારવા જાય છે કે "ઓ સુહિણી! આવી ટાઢમાં તું શીદ મરવા જાય છે?"

સુહિણી જવાબ વાળે છેઃ

> હિકડચું ન ધિરે ઉનહારે, આઉ સરે શિયારે;
> બન વિઝોંતી તારમેં, ઓરહજે આરે;
> (પણ) મહોબતતી મારે, (નત) કેર ધિરે હિન કુનમેં !

"હે ભાઇ ! અન્ય ઓરતો આ પાણીમાં બળતે ઉનાળે પણ ઉતરતી નથી, પણ હું સૂસવતા શિયાળામાં પણ મારી રાજીખુશીથી આ દરિયાવના પ્રવાહમાં શરીરનો ઘા કરૂં છું. હું મરવાનું જોખમ ઉઠાવું છું. કેમકે મારા પ્રિતમની મોહબત મને મારે છે. નહિ તો આવા ઉડા પાણીમાં કોણ પડે ?"

" ઓ સુહિણી ! તું મ જા. મ પડ. નદીના પત્થરોની પોલાણોમાં ઝેરી સાપો વસે છે, એ તને કરડશે."

સુહિણી જવાબ વાળે છે;

> બારાં કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ નાંગ,
> મ્હાણું મુઠ્ઠાંજો કરી, તિત મ્હોબતજો માંગઃ
> કેડો મું હજો સાંગ, (જુડો) પાણીનાં પાછી વરાં !

"મારા માર્ગમાં બાર તો પાણીનાં વમળ છે, બત્રીસ ખડકો છે, ને તે દરેક ખડકની બખોલમાં ઝેરી સર્પો રહે છે. એ બધું જ હું જાણું છું. પણ જે માર્ગ પર જતાં બીજાં માનવી સંકોચ પામે છે, તે જ માર્ગ મ્હોબતનો છે. એટલે જો હું આ પાણીથી પાછી ફરૂં,

તો તો શી કિમ્મત રહી મારા આ પ્રેમના પોશાકની? ધુળ પડી મારા આ પ્યારના લેબાસમાં, આ ઇશ્કની કફનીમાં, જો હું ડરીને પાછી વળી જાઉં!

એમ કહીને સુહિણી કછોટો ભીડે છે અને સિંધુનાં બરફ જેવાં નીરમાં ઝંપલાવી, આઘી આઘી નીકળી જાય છે. સામો પાર એટલો દૂર છે કે એના તરવાનો અવાજ પાર ઉભેલા એ સલાહકારને સંભળાતો બંધ થઇ ગયો. ને ડાહ્યો સલાહકાર ઘર તરફ ચાલતો થયો!

શિયાળો ગયો: ઉનાળો ગયો: પણ મધરાતના મેળાપ કરવા માટે સિંધુને સામે કિનારે પહોંચવામાં તો એક પણ દિવસ પડ્યો નથી. હવે તો ચોમાસું બેઠું છે. સિંધુ બે કાંઠે છલી ગઇ છે. મોજાં મોભારે અડે એટલાં ઉંચે ઉછળવા લાગ્યાં છે. ભાળીને પણ ભે ખાઇ જઇએ, એવા મહા તોફાનમાં પણ સુહિણીને ઝંપલાવવું એ રમત વાત થઇ પડેલ છે. ઘડો લઇને આવી ઉભી રહી કે તુર્ત જ કોઇ પાસે ઉભેલો માનવી બોલ્યો:

સુણી સઠે તારમેં (તો) શિયારો ને સી;
લગી લેર લેહરતેં,' સે જુધા કરે જી;
થોડા વિરમી થી, મથે રપર તો કુન્ન કરે

" ઓ સુહિણી! આ પાણીની કડકડતી શરદીમાં તું કાં ઝંપલાવી રહી છે? અંદર મોજાં મોજાંને અથડાય છે તે તારા જીવ ને શરીર જૂદાં કરી નાખે

તેવાં કાતિલ છે. અને વળી તારા માથા ઉપર આ કિનારાની મોટી ભેખડ ફસકીને પાણીમાં પડું પડું થઇ રહી છે. માટે થોડી વાર થંભી જા !"

"અરે ભાઇ ! થોડી વાર પણ મારાથી કેમ થંભી શકાય ? મારા મેળાપનો સમય ચાલ્યો જાય તો મારો પિયુ તરફડીને પ્રાણ કાઢી નાખે."

એમ કહીને સુહિણી પાણીના લોઢમાં પડતું મૂકે છે. માછલી જેવી સરલતાથી ચાલી જાય છે. જઇને પ્રિતમ સાથે સુખના બે પહોર ગુજારે છે. પાછલી રાતે રોજ પાછી વળી આ કાંઠે આવી ઉતરે છે.

પોતાની ઇજ્જતના લોભી બાપે સુહિણીને એક કુંભાર કૂળના બદસૂરત છોકરાની સાથે પરણાવી. સુહિણીએ નિકાહને વખતે છચોક પોતાને આ પરણેતર મંજૂર નથી એવું જાહેર કરવા છતાં પણ એને જબર-દસ્તીથી પરણાવી. પણ સુહિણી સાસરે ન ગઇ, એટલે બાપે સુહિણીના વરને ઘરજમાઇ કરીને રાખ્યો. સુહિણીએ પહેલી જ રાતે વરને ચેતાવી દીધો કે "તું મારે ભાઇબાપ છો ! ફરીવાર મારા ઓરડામાં આવતો નહિ."

સગાંવ્હાલાં સાથેની ભેળસેળ સુહિણીએ છોડી દીધી છે. દુનિયાનાં માનવી સાથે એનાં મનનો મેળ મળતો નથી. વાતોચીતો એણે કમતી કરી નાખી છે.

પાંચ વખત નમાઝ પડવામાં, કુરાનનો પાઠ કરવામાં અને રોજાં રહેવામાં એના દિવસો જાય છે. રાત તો એણે સિંધુને સામે કિનારે બેઠેલ સ્વામીને સોંપી છે.

આ બધું એ પરણ્યા કુંભારથી ન જોવાયું. એણે સુહિણીને વસમાં મેણાં માર્યાં. એકલી પડીને સુહિણી વિચાર કરે છે કે

નાય ન નિમાજું પડે, ગંધ ન ગંધ્યું ધોય;
સંઝે મીંઝ સૂમથી, (સે) પાસા ફેરે પોય;
ઉથિ આધિય રાતજો (ઇ) કુનિય કાણ રોય;
કડના વેણુ કસાલા, ઇ મખે ને તો ચોય;
એડો કાંધ સંધોય, (તડે) વર છડેતી વાણુ તર્રાં.

"આ મારો ધણી, જે નમાજ પણ પડતો નથી, પોતાનાં કપડાંની દુર્ગંધને પણ ધોતો નથી, સાંજ પડતાં જ જે એદી ઘોંટી જાય છે, ને પરોડીએ જે પથારીમાં પાસાં ફેરવે છે; અરધી રાતે ઉઠીને જે હાંડલીને માટે (ખાવા માટે) રૂવે છે; એવો પુરુષ મને કડવાં મેણાં મારે છે: એવા કંથ સાથે શીદ મારો સંબંધ બંધાયો? હું તો એવા વરને છોડીને પ્રવાહમાં તરવા ચાલી જાઉં છું.

એ રીતે વરનો ત્રાસ અને લોકોની બદબોઇ વધતાં જ ગયાં. માબાપને પણ એમજ થયું કે સુહિણી મરે એ જ બ્હેતર છે. અને સાચોસાચ સુહિણીનું મોત આવી પહોંચ્યું.

રાત અંધારી છે. પણ વૈશાખ મહિના જેવો વસ્લનો મીઠો માસ ચાલે છે. વ્હાણના શઢ ચડયા હોય તેવી રીતે સુહિણીના આસમાની ઓઢણાના પાલવ પવનની લ્હેરમાં ફુલાઇ ગયા છે. જાણે સિંધુને સામે કિનારે ઉડી જવા માટે સુહિણીને કિરતારે બે પાંખો બક્ષી દીધી છે. સિંધુની છાતી સુહિણીને રમાડવા માટે ઉછાળા મારે છે. અને ગેબના તારલા સુહિણીને તરતી જોવા ટગર ટગર નજર કરે છે.

કિનારે ઉભી રહીને સુહિણીએ દસે દિશામાં આંખો ફેરવી. આજે તુફાન નથી. આજની રાત અગાઉ કદિ આવી જ નથી. આજ આખી કુદરત સુહિણીનો સંગાથ કરે છે. દુનિયાએ દુભાવેલીને જાણે દેવતાઓ આદર આપે છે.

કછોટો બીડીને સુહિણી સિંધુમાં પડી. જાણે ખમા! ખમા! કરતાં સિંધુનાં મોજાં એના ફુલદડા સરીખા શરીરને ઝીલી રહ્યાં છે. પોતાના ચિત્રામણવાળા રૂપાળા ઘડા ઉપર મ્હોં ટેકવીને સુહિણીએ શેલારા દેવા શરૂ કર્યા. અને આજ તો જાણે પાણી ને પવન એવાં મીઠાં લાગે છે કે જાણે તર્યા જ કરૂં! આજ તો જાણે મેહાર પણ તરવા આવે તો બેય જણાં આંકડાં બીડી દરિયામાં ચાલ્યાં જઇએ એવું દિલ થાય છે. દુનિયાની ગિલા ન પહોંચે એવા કોઇ રસાતલમાં રહેવા જવા મન ખેંચાય છે. આજ તો બહાર નીકળવું

જ નથી. નદીમાં રહી રહી જ હું મેહારને બોલાવી લઇશ. બહાર નીકળીશ તો વળી કયાંઇક ધરતી પર જીવવાની લાલચ વળગી જશે !

આવા તરંગમાં સુહિણી ગરકાવ છે. ત્યાં તો ઓચીંતો એના હાથમાંથી ધડો સરકવા લાગ્યો ! અરે ! આ ઘડામાંથી માટી પલળીને વેરાઇ કાં જાય ? આ મારા પકવેલા મજબૂત ઘડાને કોણે કામણ કર્યું ?

હજારનમેં હિકડો મું ઠોકે ખયમ તે તે થાં,
કચેજો કુંભાર મું ન કયો તે કલામ;
ધણી લગ ધામ, તું મૌલા ! મન મેડિયેં.

હજારો વાસણમાંથી આ એક ઉત્તમ ઘડો, મેં વગાડી વગાડીને ઉપાડયો હતો. અરેરે ! એ કુંભારે મને કાચો હોવાનો તો સખૂન પણ કહ્યો નહોતો, છતાં આ કાચો ઘડો કયાંથી આવી ગયો ! હે અલ્લાહ ! હવે તો તું જ મને મારા સ્વામી સુધી પહોંચાડી મેળાપ કરાવજે.

એટલું વિચારે છે ત્યાં તો ઘડો પાણીમાં ઓગળી ગયો. સુહિણીના તરફડીયાં મારતા હાથમાં માટી પણ ન રહી. એને તરતાં આવડતું હતું, પણ મેહારને ટગવવાની મોજમાં ને મોજમાં પોતે એટલી ધીરી ધીરી જતી હતી કે સામો કિનારો બહુ છેટો રહી ગયો છે. અને અબળા થાકી ગઇ છે. એને તો અજાયબી જ થાય છે કે અરેરે ! આ ઘડામાં શું જાદું થયું !

હજારનમેં હિકડો, મું ચિતાયમ ચઇ;
વહમેં વરી દાવદ ચેય, પિધું થ્યો સે પઇ;
સુપક્ક કયો મું સઇ, કજા ! તેં કચો કિયો !

હજારો પકવેલાં વાસણોમાંથી આ એક મજબૂત ઘડાને વીણી કાઢીને એના ઉપર મેં ઝીણું ચિત્રામણ કરાવ્યું હતું. એવો ઘડો(કવિ વલી દાઉદ કહેછે કે) આજ શી રીતે પાણીના પૂરમાં પડીને ટુકડા થઇ ગયો ! મેં જેને પાકો કર્યો હતો, તેને જ મારા કૂડા કિસ્મતે કાચો બનાવી નાખ્યો.

આ શું થઇ ગયું ? કૈં મહિનાઓ થયાં મજબૂત રહેલો ઘડો કેમ પીગળી ગયો ?

ઘડો બદલાયો હતો. સુહિણીનાં માવતરે જ એ કુળબોળામણ દીકરીને ડુબાવી દેવા માટે અસલ ઘડાને ઠેકાણે એવા જ ચિત્રામણવાળો તદ્દન કાચો ઘડો ગોઠવી રાખેલો હતો. અજાણ સુહિણી તો પ્યારની આંધળી ઉતાવળમાં, દુનિયાની કપટબાજીની કશી ગમ વિના, રોજની માફક આજ પણ રોજને ઠેકાણેથી ઘડો ઉપાડી પાણીમાં કુદી પડી હતી !

નિરાધાર સુંદરી પાણીમાં માર્ગ કાપવા માટે મથે છે. પણ એનાં બાવડાંમાં બળ રહ્યું નથી. અંધારી રાતમાં સામે પાર કંઇ દેખાતું નથી, કે નથી સામા પારથી કોઇ સુહિણીને નિહાળી શકે તેવું. ફક્ત એ કિનારે

પશુઓ ચરે છે તેના ગળાની ટોકરીના રણકાર સંભળાય છે. અને બીજી સંભળાય છે મેહારની મીઠી વાંસળી.

કિથે ધંઢ વજન ? કિથે પિરીયું પાર ?
વીર વજાયતો વાંસલી, સાહડ સજી રાત !
કલમેંજી તવાર, લોરી સભેં લંઘયુ !

ઓ ! આ ટોકરીના રણકાર ક્યાં બજે છે ? મારા પ્યારાજીનો કિનારો હજુ કેટલે દૂર હશે ? મારો બહાદૂર સાહડ ગોવાળ (મેહાર) આજ આખી રાત મારી વાટ જોતો જોતો વાંસળી વગાડતો દેખાય છે. એ વાંસળીમાંથી જે કલમાના સૂરો બજે છે, તે સૂરોને આધારે મેં દશ્ય સાંધીને આટલી બધી લહરીઓ તો ઓળંગી કાઢી. પણ હવે મારા હાથ પગમાં કૌવત રહ્યું નથી.

ઘરો ભગો ત ગોરેઓ, શાલ મ ભજે ઘરી,
મુહાંટા મેઆરજો, ભિજી કયાં અચ લરી;
તાગો તાર તરી, માન ડિસાં મુહ મ્યારજો.

ખેર ! ઘડો ભાંગ્યો તો ધોળ્યો ગયો ! પણ હે અલ્લાહ ! હવે અમારા મેળાપની ઘડી મ ભાંગજો ! સામેથી મેહાર પડ્યો છે તેની પાઘડી પણ હવે ભીંજાઇને બહુ ભારે થઇ પડેલ હશે. હવે તો છીછરૂં કે ઉંડું જે પાણી હોય તેને તરીને હું મેહારનું મુખ જોઇ શકું, એટલી ઓ ખુદા, તું મને સહાય કરજે !

પણ એ મુખ જોવાનું માંડેલ નહોતું. વાંસળીના સૂરો સાંભળતાં સાંભળતાં પાણીની પથારી પર અકેલા

પોઢવાનું જ સરજાયું હતું. થાકીપાકીને તાકાત ગુમાવી બેઠેલ એ અબળાને સિંધુના મધવ્હેનમાં જ આંખે તમ્મર આવવા લાગ્યાં:

**અખીમેં અઝરાયલ દીઠો (તય) મન તણે તો મેહાર કયાં.**

પોતાની આંખો સામે એણે મોતના ફિરસ્તા ઇઝ-રાયલને દીઠો. તે છતાં દિલ તો દોડીને મેહાર પાસે ચાલ્યું ગયું.

વાંસળીના સૂર મીઠા લાગતા હતા. એ ગાનમાં ભંગ પાડવાનું સુહિણીને ગમતું નહોતું. પણ આખરે એનું શરીર પાણીની કબરમાં ઉતરવા તૈયાર થયું મધવ્હેનનાં મસ્ત મોજાંમાં સુહિણી ખેંચાણી, અને ખેંચાતાં ખેંચાતાં એણે 'મેહાર! મેહાર! ઓ મેહાર!' એવી હૈયાફાટ ચીસો નાંખી.

એ ચીસો પડતાં જ બંસીના સૂર થંભી ગયા. અને આવી પહોંચ્યો છું! આવું છું! એવા અવાજની સાથે કોઇએ સામે કિનારેથી પાણીમાં શરીર પડતું મેલ્યું.

ડુબતી, ગળકાં ખાતી, ને મોજાંની થપાટે થપાટે ખેંચાઇ જતી સુહિણીએ ચીસ પાડતાં તો પાડી. પણ પછી તુર્ત એ પસ્તાણી. એને સાંભરી આવ્યું કે પોતાને મીઠું ગોસ ખવરાવવા માટે મેહારે સાથળ વાઢેલ છે તેનો જખમ હજુ રૂઝાયો નથી. નક્કી મેહાર નહિ તરી શકે. મારે ખાતર એનો જાન જાશે.

ઘિરી' ધરે હથ કરે, ઓર્યાં' ઇ' બાહુ';
વેચારીય વડયું' ફીયું', વિચ ધરિયા ધાક';
વરજ સાડ ! પાંઢ', તાંકું' તકી આંહાં.

પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી એ ફુટી જવાથી બાંઓ (ભુજાઓ) ખોળીને તરી; ને છેવટે ડૂબતાં ડૂબતાં દરિયામાંથી (મોટી નદીમાંથી) એ બિચારીએ મોટી ધા દીધી કે "ઓ વ્હાલા સાડ ! ઓ મેહાર ! તું પાછો વળી જજે ! કેમકે મને પાણીનાં હિંસક પ્રાણીઓએ ઘેરી લીધી છે."

"ન આવીશ ! ઓ મેહાર ! તું ન આવીશ !" એવી છેલ્લી બૂમો સંભળાણી. પણ મેહાર હવે કોને માટે પાછો વળે? ઘણી ડૂબકીઓ મારી. ઘણા ઘૂના જોયા. ભેખડો તપાસી. પણ સુહિણીનો પત્તો ન લાગ્યો. મેહારની જાંગ પરનો જખમ ફાટીને લોહી વહેવા લાગ્યું. ને થોડી વારે એનું ખાલી થયેલ ખોળીયું પણ 'સુહિણી ! સુહિણી !' એવે શબ્દે સાદ કરતું, જાણે સુહિણીની અનંત શોધમાં પાણીને તળીએ જઇ બેઠું.

સવાર પડ્યું. સિંધુ માતાએ એ બન્ને ડૂબેલાં શરીરોને સાથે કરી, કિનારા ઉપર કાઢી નાખ્યાં, ભેળાં થયેલાં કુટુંબીઓએ બન્ને જણાને દફનાવી તે પર કબર ચણાવી.

શદાપૂર ગામને પાદર આજ પણ સુહિણીની કબર મૌજુદ ઉભી છે.

## આ વાર્તાઓ તમને ગમી ?

તો તો આવી અનેક વાર્તાથી છલકાતા, નીચે લખ્યા સુવિખ્યાત સંગ્રહો વસાવી લ્યો.

| | | | | |
|---|---|---|---|---|
| સૌરાષ્ટ્રની | રસધાર | ધારા | પહેલી... | ૧-૦-૦ |
| " | " | " | બીજી | (નથી) |
| " | " | " | ત્રીજી | ૧-૮-૦ |
| " | " | " | ચોથી | ૧-૮-૦ |
| " | " | " | પાંચમી | ૧-૮-૦ |
| સોરઠી ગીતકથાઓ | | | ...... | ૧-૦-૦ |

પોસ્ટેજ દરેકનું અઢી આના

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર

છપાય છે

# કોઈનો લાડકવાયો
અને
બીજાં ગીતો

યુવકોની વીરશ્રીને વ્હાલથી
લાડ લડાવનારાં શાંત,
કરુણ, ગંભીર રાષ્ટ્રગીતો

*

થોડીક જ પ્રતો કાઢવાની છે.
ત્વરાથી તમારાં નામ નોંધાવી દો.

*

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર

